# मनहर पद.

મનોહરદાસકૃત-

ગુજરાતી તથા હિંદીમાં.



સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

મુંબઈ અને અમદાવાદ.

# मनहर पद.

મનોહરદાસ કૃત-ગુજરાતી તથા હિંદીમાં.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા-

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

મંત્રી ભિક્ષુ-અખંડાનંદ.

ઠે. કાલબાદેવી-મુંબઈ.

આ સંસ્થા તર્ફની આવૃત્તિ પહેલી.

પ્રત ૨૩૦૦. સંવત્ ૧૯૬૫.

મૂલ્ય-૦-૨-૬, પાકું પૂઠું ૦-૪-૦ પો. જુદું.

અમદાવાદઃ

ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# નિવેદન.

પદ્યના પ્રેમી સજ્જનો માટે ચાલુ વર્ષમાં '**ભજન સાગર**' નામક પુસ્તક નીકળ્યા પછી તેજ પ્રકારનું આ બીજું પુસ્તક સાદર થાય છે. વિખ્યાત ગુર્જર કવિ સ્વ. નર્મદાશંકર લાલશંકરે આ પુસ્તક પ્રથમ વાર ઈ. સ. ૧૮૬૦માં બાળબોધી અક્ષરોમાં પ્રસિદ્ધ કર્યું હતું. એ પછી ખુદ મનોહરદાસ તથા તેમના ભાણેજ દેસાઇ અંબાશંકર ઇ૦ ના હસ્તાક્ષરથી લખાયલી, આ પદોની અસલ ચોપડી મળી આવતાં આ પુસ્તક બીજીવાર ભાવનગરમાં સ્વ૦ મહારાજા સર તખ્તસિંહજી જી. સી. એસ. આઈ. એમની આજ્ઞાથી ઇ. સ. ૧૮૮૭ માં મ્હોટા બાળબોધી અક્ષરોમાં છપાયું હતું.

આ પુસ્તકના કર્તા મનોહરદાસનું જીવન ચરિત્ર ઉક્ત બીજી આવૃત્તિમાં શ્રીયુત્ ભવાનીશંકર નરોત્તમ દ્વિવેદીએ નીચેની મતલબનું આપેલું છે.

"આ પદોના કર્ત્તા દેસાઇ મનોહરદાસ નાહાનકડા કરીને હતા. ગ્નાતે તેઓ વડનગરા નાગર બ્રાહ્મણ હતા અને ભાવનગરના મહાલ મહુવાના રહેનાર હતા. એઓનો જન્મ વસાવડમાં થયો હતો. તેઓએ પ્રથમ ફારસી વિદ્યાનો સારો અભ્યાસ કર્યો હતો. તેમને ઉપનિષદોના ફારસીમાં કરેલા તરજુમાની બુક મળી હતી, તે ઉપરથી ઉપનિષદોનો અર્થ તેઓ સારી પેઠે સમજ્યા હતા. તે પછી બનારસ તરફથી સ્વામીશ્રી સર્વાનંદજી મહુવામાં આવી શ્રીગોપનાથજી મહાદેવમાં રહ્યા હતા તેમનાથી તેમણે સંસ્કૃત ઉપનિષદોનું શ્રવણ કરીને ફારસી તરજુમાની સાથે તેના અર્થની મેળવણી કરી; જેથી ઉપાન-

પદોનું યથાર્થ રહસ્ય તેમના જોણુવામાં આવ્યું. ત્યારપછી સૂત્રભાષ્ય જોવા સારૂ ધમડાચાના ભગવાન શાસ્ત્રી પાસે કૌમુદીનો, તથા ગણદેવીના દયારામ શુક્લ પાસે ન્યાયશાસ્ત્રનો, તેમજ નવાનગરના પંડ્યા નરભેરામ વિગેરેથી ઉપનિષદોના અર્થનો પુનરપિ પકકો અભ્યાસ કર્યો હતો. સંવત્ ૧૮૯૪ ની સાલમાં તેઓએ ચતુર્થાશ્રમ સ્વીકાર કરી સચ્ચિદાનંદ બ્રહ્મતીર્થ નામ ધારણ કર્યું, અને સંવત્ ૧૯૦૧ની સાલ આખર તેઓ વિદેહ મુક્ત થયા. તે દરમીઆનમાં તેમણે વેદાન્તના રહસ્ય ઉપરથી એકાદ બે સંસ્કૃત ગ્રંથો રચેલા, પણ તે પ્રસિદ્ધિમાં આવ્યા નથી. સિવાય આ 'મનહર પદ' કે જેમાં પૂર્વાશ્રમે કરેલાં પદોના છેવટમાં 'મનોહર' નામ તથા સંન્યાસ ગ્રહણ કર્યા પછી કરેલાં પદોના છેવટમાં 'સચ્ચિદાનંદ બ્રહ્મ' નું નામ આપી ગુજરાતી તથા હિંદુસ્થાની ભાષામાં તે પદો કર્યાં છે. તેમાં વેદાન્ત વિષયક નીતિ અને વૈરાગ્યપૂર્વક સગુણ તથા નિર્ગુણ એક ઇશ્વરભક્તિનું નિરૂપણ કરીને પાખંડી પંથોનું તથા ધર્મનિમિત્તે થતા ઢોંગો વિગેરેનું ખંડન કર્યું છે. ત્યાર પછી તેમણે સંવત્ ૧૮૯૮ માં શ્રીમહાભારતમાંનું સનત્સુજાતીય આખ્યાન તથા બંદી આખ્યાન સંસ્કૃત ઉપરથી ગુજરાતી ભાષામાં પૂર્વછાયા રાગ ઇત્યાદિ–કવિતામાં રચ્યાં હતાં તે છપાઇ પ્રસિદ્ધિમાં આવેલાં છે. સિવાય ગુજરાતી ભાષામાં શ્રીમદ્ ભગવદ્ગીતાની પદબોધિની ટીકા તથા મુમુક્ષુઓને વિચારવાનું આન્હિક તેમણે કરેલું છે. વળી તેમણે રામાનુજ ભાષ્યાનુસારી દ્વૈત–મતનું ખંડન કરી અદ્વૈત મતનું પ્રતિપાદન કરેલું છે. પુરાતન કથા અને પંચકલ્યાણી વિગેરે ગ્રંથો પણ તેમણે ગુજરાતીમાં રચેલા છે પરંતુ તે હજી પ્રસિદ્ધિમાં આવ્યા નથી."

આ પુસ્તક એક જિજ્ઞાસુ બંધુ–કે જેમનું નામ તેમની નિષ્કામતાને માન આપી અત્ર આપ્યું નથી–તેમની સૂચના અને રૂ. ૧૦૦)

ની આર્થિક સહાયતા વડેજ પ્રસિદ્ધ થતું હોવાથી તે બદલ આ સંસ્થા અને વાંચક વર્ગ તરફથી તેઓને ધન્યવાદ આપવામાં આવે છે.

ગુજરાતમાં ઘણો ભાગ હજી બાળબોધી અક્ષર વાંચી શકતો ન હોવાથી આ પદો ગુજરાતીમાંજ છપાવ્યાં છે. અને આ પ્રમાણે આ પુસ્તક ત્રીજી વાર છપાતું હોવા છતાં આ સંસ્થા તરફથી તો પ્રથમ વારજ નીકળતું હોવાથી મુખ્ય પૃષ્ઠમાં તેજ આશયનું લખ્યું છે.

આ લખનારની ગેરહાજરીમાં આ પુસ્તકમાંના શરૂના ફરમાઓ ભાવનગરની પ્રત સાથે મેળવવાનું રહી જવાથી તેમાં કેટલીક ભૂલો રહી ગઇ છે. જે માટે વાંચકો પ્રત્યે ક્ષમા યાચી પુસ્તકની છેવટે આપેલા તે ભૂલોના સૂચીપત્ર મુજબ સુધારી લઇનેજ વાંચવા પ્રાર્થના છે.

જુદા જુદા કવિઓની વાણીમાંથી ચુંટી કહાડેલાં ઉત્તમ પદ, ધોળ, ઇ૦ નો એક સારો જેવો ઉપયોગી સંગ્રહ પ્રસિદ્ધ કરવાનો લાંબા સમયથી વિચાર ચાલે છે. પણ ચુંટણીનું કાર્ય ખાસ અવકાશનું હોવાથી તે બને ત્યારે ખરૂં. ૐ तत्सत्.

સં. ૧૯૬૯ ભાદ્રપદ પૂર્ણિમા.<br>ઈ. સ. ૧૯૧૩ સપ્ટેમ્બર.

મંત્રી.



# मनहर पद.

## ભાગ ૧—ગુજરાતી પદ.

### પદ ૧.

॥ ॐ श्री परमात्मने नमः ॥

એક અખંડિત નરહરિરાય, તે જાણ્યાવણ દ્વૈત જણાય. ટેક.
ચક્ષુ એક રૂપ જોવાને, શ્રવણે શબ્દ સુણાય;
રસનાયે સહુકો રસ જાણે. ઘ્રાણે ગંધ જણાય. એક. ૧
વાચા એક વડે સહુ બોલે, સ્પર્શ ત્વચાયે થાય;
કરથી કામ કરે સહુ કોઇ, પગથી પંથ પલાય. એક. ૨
ઉપસ્થથી આનંદ કરાયે, ત્યાગ ગુદે મલ થાય;
મનથી સહુ સંકલ્પ કરે, બુદ્ધિયે સકળ જણાય. એક. ૩
જ્ઞાતાજ્ઞાનજ્ઞેય વૃત્તિથી, જ્ઞાન વિષયનું થાય;
કર્ત્તા ક્રિયા કર્મ વૃત્તિયે, લૌકિક કાર્ય કરાય. એક. ૪
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ અવસ્થા, સહુને સમ કહેવાય;
ચૈતન એક સકલઘટવ્યાપક, પ્રગટ શ્રુતિ એમ ગાય. એક. ૫
ચારે આહાર સકળને સરખા, પાંચ કોશ કહેવાય;
અણુજાણે પોતામાં જાણી, અહંકારે બંધાય. એક. ૬
જેમ રવિ એક પાત્ર જળના બહુ, તેહમાં બહુ દેખાય;

જેમ જલલહેર ચપલતા માંહે, ચંદ્ર ચપલ દરશાય. એક. ૭
તેમ બહુ લિંગસેળાં, પોતે પણ બહુ રૂપ જણાય;
વ્યાપકરૂપ અનંત અગોચર, કોઈ થકી ન કળાય. એક. ૮
પુત્ર વિત્ત લોકાદિક કેરી, આશાએ અથડાય;
કર્મ કરે બહુ તે પામવા ને, ત્યમ ત્યમ પાપ જમાય. એક. ૯
ધ્યાતા ધ્યાન ધ્યેય વૃત્તિયે, કોટિ દેવને ધાય;
સાધે લોક ભ્રાંતિ બહુ વાધે, તે ભુવન ભુવન ભટકાય. એક. ૧૦
તપ તીર્થ વ્રત સ્નાન દાન જપ, વિધવિધ કરે ઉપાય;
હૃદયગ્રંથીનો ભેદ ન જાણે, અવળાં ઓસડ ખાય. એક. ૧૧
દેહાદિકમાં હું માહારાથી, ત્રિધા ભેદ દ્રઢ થાય;
આપ સજાતિ વિજાતિ સ્વગત-રૂપે બહુ રૂપ જણાય. એક. ૧૨
કામી ક્રોધી લોભી કોઇ, દાતા દીન જણાય;
કઈ રાગી, કઇ ત્યાગી, કોઇ સુખી દુઃખી દેખાય. એક. ૧૩
કઇ પંડીત કઇ જાણ્યા જોષી, છલીયા બલીયા થાય;
કઇ ઘરબારી, કઈ ભીખારી, કઇ નાચે કઇ ગાય. એક. ૧૪
કઈ પાખંડે પંથ ચલાવે, પ્રભુ થઇને પૂજાય;
શિષ્ય તણો સંશય ન ટાળે, ધૂતીને ધન ખાય. એક. ૧૫
દેહાકૃતીને બ્રહ્મ ઠરાવે, ચૈતન્ય નવ લહેવાય;
અંધ અંધની પાછળ ચાલે, ઉભય કુઆમાં જાય. એક. ૧૬
દ્રઢ વિશ્વાસ ધરીને જે કોઇ, સદગુરૂ શરણે જાય;
તેહેનાં સંશય તર્ક વિપર્યય, હૃદય ગ્રંથી ભેદાય. એક. ૧૭
સચ્ચિત આનંદ રૂપ લહીને, નીજપદમાં લય થાય;
મનોહર જન્મમરણ ભય ભાગે, સંશય દૂર પલાય. એક. ૧૮

## પદ ૨.

અદ્વય રૂપ પ્રગટ શ્રુતિ ગાય, નવ જાણે તેહેને ભય થાય. ટેક.
વ્યાપક બ્રહ્મ અનંત અગોચર, અમિત શક્તિ કેહેવાય;
નિજમાયા ત્રિગુણાત્મક વડીયે, ત્રિધા રૂપ દરસાય. અદ્વય. ૧
નિજ ઇચ્છાથી ત્રિગુણાત્મકના, ત્રણ ભેદ કલ્પાય;
તમથી ભૂત રજોથી ઇંદ્રિ, દેવ સત્વથી થાય. અદ્વય. ૨
તેથી ચૌદલોકની રચના, માયા માત્ર જણાય;
અજ્ઞાને સાચી કરી જાણે, તેથી સત્ય ન થાય. અદ્વય. ૩
પૃથિવી એક સકલ ઘટ માંહે, જલપણ એક ગણાય;
તેજ પવન આકાશ એક છે, ભિન્ન જાતિ ન જણાય. અદ્વય. ૪
નેત્ર સકલની એક દેવતા, જગત્ વિદિત રવિરાય;
શ્રવણ તણા દિગપાલ ત્વચાનો વાયુ દેવ કહેવાય. અદ્વય. ૫
રસના વરૂણ ઘ્રાણના અશ્વની-તનય પુરાણે ગાય;
વાચા તણા અગ્નિ કરકેરા, અધિપતિ ઇંદ્ર ગણાય. અદ્વય. ૬
વિષ્ણુ દેવ ચરણ કેરા ગુદકેરા યમ કેહેવાય;
ઉપસ્થકેરા દેવ ગણાય, પ્રજાતણાં જે રાય. અદ્વય. ૭
દેહ ભેદ અગણિત દેખાતાં, ભૂત ભેદ ન ગણાય;
ઇંદ્રિ ભેદ અનંત થયેથી, દેવ ભેદ ન થપાય. અદ્વય. ૮
તેમ જડ ભેદ અનંત જણાતાં, ચૈતન ભિન્ન ન થાય;
માયા ઠાઠ સકલ જડ વસ્તુ, જોતાં જોતાં જાય. અદ્વય. ૯
દેશ કાલ વસ્તુ ભેદેથી, જડ વિકારી ભેદાય;
અવિકારી ચૈતન ઘનવ્યાપક, સાક્ષી રૂપ સદાય. અદ્વય. ૧૦
માયા અસત કાલત્રયમાંહે, અનિર્વાચ્ય કહેવાય;
તે વડીયે આ જગત જણાયે, તે સત ક્યાંહાંથી થાય. અદ્વય. ૧૧

માયાકૃત દેહાદિકમાંહે, હું માની ભરમાય;
લોભતણી લેહેરોમાં પડીયાં, ગાફલ ગળકાં ખાય. અદ્વય. ૧૨
માહારાં માત તાત દારાસૂત, માહારૂં કુટુંબ કહેવાય;
હું કરમી હું સહુને પાળું, હું વણ એ ક્યાંહાં જાય. અદ્વય. ૧૩
માહારૂં ઘર દોલત પશુ મારાં, ઘોડા ભેંશો ગાય;
એણી પર દેહાકૃતીસંબંધે, અન્યોઅન્ય બંધાય. અદ્વય. ૧૪
હું શૂરો હું પંડિત પુરો, માહારૂં વેણ મનાય;
હું વેપારી દાતા ભારી, હું સમ કોઈ ન થાય. અદ્વય. ૧૫
હું રાજા સહૂ રાજા જીતું, માહારૂં રાજ જમાય;
મોટા દેવ મંત્ર હું સાધું, સહુ માહારે વશ થાય. અદ્વય. ૧૬
મુઠ ચોટ શમશાને સાધું, માહારા શત્ર મરાય;
ગુટિકા સાધું આકાશે ઉડું, પાતાળે પેસાય. અદ્વય. ૧૭
ઓસડ સર્વ સિદ્ધ કરી રાખું, મહારોગ ઝટ જાય;
જ્યોતિષ વિદ્યા સિદ્ધ કરૂં તો, કાલ ભાગ્ય પંકાય. અદ્વય. ૧૮
ભૂઓ થઈને ભૂત ભગાડું, અધિક આબરૂ થાય;
નટવો થઈને નાચું ગાઊં, સુખથી પેટ ભરાય. અદ્વય. ૧૯
આચારજ થઇ પંથ ચલાવું, શિષ્ય ઘણેરા થાય;
વિશ્વમાંહે ઇશ્વિરતા વાધે, સર્વે કામ સધાય. અદ્વય. ૨૦
સ્વર્ગાદિકનાં સાધન સાધૂં, સુર લોકે ગતિ થાય;
અગણિત કાલ અમિત સુખ મોહોટાં, ઈચ્છા માત્ર પમાય. અદ્વય. ૨૧
એણીપર કોટી મનોરથ કરતાં, કાલ પાશ બંધાય;
લખચોરાસી યોનીમાંહે, ભવો ભવે ભટકાય. અદ્વય. ૨૨
પથ્થર તેટલા દેવ કરે, તીરથમાં ડબકાં ખાય;
વ્રતઉપવાસે દેહ દમે પણ, મનનો મેલ ન જાય. અદ્વય. ૨૩

કામ, ક્રોધ, મદ, મોહ, મચ્છરનું મનમાં જોર ન માય;
વિષય પામવા વલખાં વીણે, રાંક રલાઊં રાય. અક્ષય. ૨૪
માયા કાલ તણા બંધનમાં લાલચથી બંધાય;
મરિચિકાજલ મોહોમાં નાવે આશા અટકી થાય. અક્ષય. ૨૫
ત્રિવિધ તાપની ભાડ વિષે ધાણીની પર ભૂંજાય;
તોપણ લાલચ લેશ ન છૂટે અધિક ઉપાયે ધાય. અક્ષય. ૨૬
અવિચલ ભાવ ધરી હરી ભજતાં મમતા દૂર પલાય;
પ્રભુ કૃપાયે અંતરમાં વૈરાગાદિક થીર થાય. અક્ષય. ૨૭
ગુરૂ વેદાંત વચનથી તેણે નિજ સ્વરૂપ સમઝાય;
વૃત્તિ અખંડ જ્ઞાનમય રાખે જન્મ મરણ ભય જાય. અક્ષય. ૨૮
બ્રહ્માનંદ મગનમાં વિલસે ત્રિવિધ તાપ ટળી જાય;
દેહ છતે દેહભાવ તજે દઢ સંશય શોક પળાય. અક્ષય. ૨૯
હસે રમે સ્વયમાં સ્વય ખેલે સ્વયમાં બોલે ગાય;
સ્વગતાદિક માયિક ઉરમાંથી ભેદ અશેષ વિલાય. અક્ષય. ૩૦
એ સુખ જે માણે તે જાણે વાણે નવ કહેવાય;
મનોહર હરિ ગુરૂ પૂર્ણ કૃપાથી આત્માનંદ પમાય. અક્ષય. ૩૧

## પદ ૩.

જે જન આવે શંકરપાશ, તે જન પામે ચિદઆકાશ. ટેક.
વૈરાગાદિક સાધન સઘળાં, કરે હૃદયમાં વાસ,
પ્રત્યક્ષ બ્રહ્મસ્વરૂપ પમાડે, ટાળે ભવના પાશ. જે જન. ૧
બ્રહ્માનંદ મગન થૈ ખેલે, ન કરે બીજી આશ;
અધિદૈવાદિક તાપ ત્રિવિધના, નિશ્ચય થાયે નાશ. જે જન. ૨
દેહાદિક મિથ્યા કરિ માને, એક સત્ય અવિનાશ;

શુષ્કપર્ણસમ જગમાં વર્ત્તે ખલથી રહે ઉદાશ. જે જન. ૩
જન્મનિ ગંગા જલમાં ઝીલે, સદા તૃપ્ત સુખ રાશ;
ભેદરહિત વ્યાપકમાં વિલસે, સ્વય સ્વામી સ્વય દાસ. જે જન. ૪
જે સુખ પામિ પાર ઉતર્યા, શુક સનકાદિક વ્યાસ;
મનોહર સેહેજે તે સુખ પામે, મટે કાલનો ત્રાસ. જે જન. ૫

## પદ ૪.

જે કોઈ સદગુરૂ શરણે જાય, તેના સંશય દૂર પલાય. ટેક.
કામ, ક્રોધ, મદ, મોહ, મછર, આશા તૃષ્ણા લય થાય;
અતિશચિંતાદિક દોષ વિષયના, ઉરમાંહે દેખાય. જે કોઇ. ૧
તેથી દૃઢ વૈરાગ ઉપજે, સત્યાસત્ય જણાય;
શમ દમ ઉપરતી સહન શક્તિથી, દૃઢ વિશ્વાસ બંધાય.જેકોઇ. ૨
સમાધાન સ્વરૂપમાં જાણી, ઇચ્છા અતિશય થાય;
વાક્ય વિચાર નિરંતર કરતાં, બ્રહ્મ રૂપ દરસાય. જે કોઇ. ૩
અજ્ઞપણું તત્કાલ આળસે, નિત્યાનંદ જમાય;
માયિક ભેદ બુદ્ધી મેલીને, નિજપદ માહેં સમાય. જે કોઇ. ૪
સમરસવ્યાપક સચ્ચિદ આનંદ, રૂપ થઈ વિલસાય;
મનોહર મરણતણો ભય ભાગે, જીવન્મુક્ત કેહેવાય. જે કોઇ. ૫

## પદ ૫.

જેહેને કૃષ્ણ વચન વિશ્વાસ, તેહેને ન રહે યમનો ત્રાસ. ટેક.
વિશ્વેશ્વરના વચન વિચારે, વર્તે ભારે આસ;
વાક્ય વિરૂદ્ધ ન બોલે મુખથી કરે સંતમાં વાસ. જેહેને. ૧

કામ ક્રોધ તૃષ્ણાદિક કેરો, કરે હૃદયથી નાશ;
શીલ દયા સંતોષાદિકની, ખરી જમાવે રાશ. જેહેને. ૨
નિરાધાર આધાર સર્વનો, તે હરીનો વિશ્વાસ;
તેહેને ભજે યજે ધ્યાયે નિત્ય, અન્ય ન રાખે આશ. જેહેને. ૩
સાધનવંત થકો નિત્ય સાધે, એકરૂપ અવિનાશ;
ભેદ રહિત નિજ રૂપ જણાયે, ચિદાકાશ સુખરાશ. જેહેને. ૪
કૃષ્ણ કૃપાથી નિશદિન તેહને, બ્રહ્માનંદ વિલાસ;
મનોહર મુક્ત જગતમાં વિચરે, છુટે માયાપાશ. જેહેને. ૫

## પદ ૬.

મન તું મેહેલ જુઠ જંજાલ, માથે ભમે અચાનક કાલ. ટેક.
માત પિતા દારા સુત બંધુ, મિત્ર શિષ્ય રખવાલ;
પ્રાણ સતે સહુ સગું જણાયે, વૃદ્ધ, યુવા ને બાલ. મનતું. ૧
પ્રાણ ગયાપર પલ ન રખાયે, ફોગટ કરે કતાલ;
બાળી જાળી ખાખ કરીને, વાંસે નાવે વાલ. મનતું. ૨
કાલ તણા મુખથી નવ છૂટે, જો પેસે પાતાળ;
જ્યમ આવે ત્યમ ચાવે જાયે, શું બુઢો શું બાલ. મનતું. ૩
ભવસાગરમાં ચાર ખાણના, જંતુ લઘુ વિશાલ;
અગણિત પ્રગટે અગણિત મારે, કાલ પાથરી જાલ. મનતું. ૪
કાલતણો જે કાલ નરહરી, તે સાચો રખવાલ;
વેગે શરણ ગ્રહે તે હરિનું, લેશે શીઘ્ર સંભાલ. મનતું. ૫
ચેત ચેતરે ચેત શીઘ્રથી, મુકી આલ પંપાલ;
મનોહર મૃત્યુથકી મુકાવે, ચિદઘન દીનદયાલ. મનતું. ૬

### પદ ૭—રાગ જંગલો.

કપટી પાપ આપતો હીંડે ઠારોઠાર. ટેક.
ચપટી ચોખા લૈ ફરે, સર્વ દેવનાં દ્વાર;
કર જોડીને વિનવે, માહારાં પાપ નિવાર. કપટી. ૧
એકાંતે પૂજા કરે, ગંધ પુષ્પ બહુ પેર;
કાલો થઇને કરગરે, જાણે આણે મેર. કપટી. ૨
નીચો થઇ પાયે નમે, બહુ નાચે બહુ ગાય;
આંખો વીચે પ્રેમથી, મન માગે ન ધરાય.ક પટી. ૩
કામ ક્રોધ ઉરમાં અમિત, ધન માટે બહુ ધાય.
ચોરી ચાડી કપટ છલ, જમ તમ કરીને કમાય. કપટી. ૪
મન જાણે કહેવાથકી, પાપ થાયેછે નાશ;
પાપ મૂલ પસરી પડે, રૂંધ્યું હૃદયાકાશ. કપટી. ૫
પાપતણું તો મૂલ છે, કામાદિક મન મેલ;
ત્યાંહાં સુધી નહી સાંભલે, દેવ ગણેછે ફેલ. કપટી. ૬
પાપ ટાળવા ચાહે તો, કામાદિકને ટાળ;
સત્ય દયા સંતોષની, આડી કરને પાળ. કપટી. ૭
નિર્મળ થઈ હરિ ભજન કર, રાખી દૃઢ વિશ્વાસ;
મનોહર સઘ મુકાવશે, કાપી પાતક પાશ. કપટી. ૮

---

### પદ ૮.

મૂરખ પાપ ટાળવાવીણે વગથા કોડ. ટેક.
કાશીમાં ષટમાસ જઈ દેહેલા રાખે કોડ;
નિત્ય જઈ નાહે ગોમતી, જોવે શ્રી રણછોડ. મુરખ. ૧

ભવ બાધો ભટક્યાં કરે, અડસઠ તીરથ નાહાય;
પગલે પગલે પાપનો, અધિક ઉમેરો થાય. મુરખ. ૨
ગોમય માટી લેપસું, માધવટા બહુ નાહાય;
ચડચડ બોલે ચાંબડી, કડકડ હાડો થાય. મુરખ. ૩
પંચાગ્નિ સાધન કરે, ઉલટી ત્વચા દઝાય;
ધુમ્રપાન તપ આદરે, મુખમાં ધૂમ ભરાય. મુરખ. ૪
કૃચ્છ્રાદિક બહુ વ્રત કરે, તેથી તન સૂકાય;
લાલચ ધારા ચાલતી, તે પલ નવ મૂકાય. મુરખ. ૫
દેવ વિવિધ વિધિ વીનવે, પૂજા કરે અખંડ;
દશે આંગળાં દાંત દઈ, પાય પડે જ્યમ દંડ. મુરખ. ૬
એણિપરે ધાયે અતિ ઘણો, ન લહે પાતક મૂલ;
ખીલો ડાંમે ક્યમ મટે, અશ્વ ઉદરનુ શૂલ. મુરખ. ૭
શત સંવછર તુંબડી, જલમાં ડબકાં ખાય;
અંતર ધોયા વણ કદી, કટુતાઈ નવ જાય. મુરખ. ૮
ત્યમ અંતરથી પાપનૂં મૂલ કર્યાં વણ દૂર;
કાયકલેશ વૃથા કરે, મમતાતણા મજુર. મુરખ. ૯
કામાદિક મનથી તજે, સત્યાદિકને સાહે;
અંતર યામી ઈશનું, ધ્યાન ધરે મનમાંહે. મુરખ. ૧૦
ભેદ રહિત હરિને ભજે, સઘળે હરિ દરસાય;
તો સાધન સરવે ફળે, પાતક દૂર પલાય. મુરખ. ૧૧
દેહાહંમતિ વીસરે, શુદ્ધ સ્વરૂપ પમાય;
મનોહર માયા ઝાંઝવા, દેખત મિથ્યા પાય. મુરખ. ૧૨

## પદ ૯—રાગ કલ્યાણ.

જય જય જય જગન્નાથ જગન્નિવાસ સ્વામિ. ટેક.
સકલ જગાધાર પ્રભુ, જગદાંતરયામિ. જય. ૧
ત્રિગુણાત્મક રૂપ ધરી, કહાવો બહુ નામિ;
આપે નિર્લેપ શુદ્ધ, વ્યાપક નિઃકામી. જય. ૨
માયામય ઘાટ કરી, ઠાઠ રચ્યો ભારી;
બ્રહ્માદિક પાર ન લહે, કોણ મતી મારી. જય. ૩
ઈંદ્રિયોના કરણ કર્યા, તેથી મન ભારી;
તેથી પર બુદ્ધિ કરી, મુખ્ય કારબારિ. જય. ૪
પોતે વ્યતિરેક થકા, પૂતલાં નચાવો;
સહુને ચિદ શક્તિ વડે, જીવતાં જણાવો. જય. ૫
અજ્ઞાને આપ ભુલી, જડમાં ભરમાયે;
પોતાને બંધ માની નીરવણ તણાયે. જય. ૬
જે જન જડ વસ્તુવિષે, અહંતા ન આણે;
ચૈતન્ય અખંડ એક, અમિત શક્તિ જાણે. જય. ૭
મનમાં દ્રઢ ભાવ ધરિ, નાથ શરણ આવે;
તેહેના ભવતાપ હરો, પુનર ભવ ગમાવે. જય. ૮
આપોપું તજીને અન્ય નાથ વણ ન જાણે;
મનોહર આનંદરૂપ માંહે મોજ માણે. જય. ૯

---

## પદ ૧૦.

ચૈતન્ય અભેદ લહે તે જાણે સાચું. ટેક.
જાંહાંસુધી ભેદ બુદ્ધિ તાંહાંસુધી કાચું. ચૈતન્ય. ૧

અરૂપી અછેદ્ય વસ્તુ, તેહેને કોણ કાપે;
કરમાં ગ્રહેવાય નહી, કોણ કહે ને આપે. ચૈતન્ય. ૨
સ્વાભાવિક ભેદ ચાર, ભૂતમાં ગણાયે;
પાંચમું આકાશ ભૂત, ક્યાંહિ ન ભેદાયે. ચૈતન્ય. ૩
તેથી પર ચૈતન ઘન વ્યાપક સહુ માંહે;
ઔપાધિક ભેદ જોઇ, મૂરખ મૂઝાયે. ચૈતન્ય. ૪
જ્ઞાનગમ્ય ચૈતન્યને, આંખે જોવા જાયે;
ત્રણ દેહોપાધિ તજ્યાવિના ભરમાયે. ચૈતન્ય. ૫
પ્રત્યંગ સ્વરૂપ જાણે તો ખરૂં સમઝાવે;
મનોહર પોતેજ પછી, ભેદ મિથ્યા ગાયે. ચૈતન્ય. ૬

---

## પદ ૧૧.

કાંઇ નહીં મારૂં નાથ, હું તે શું સમરપૂં. ટેક.
આપના સ્વરૂપ માંહે, આપોપું અર્પૂં. કાંઈ નહીં. ૧
ત્રિગુણાત્મક મૂલ શક્તિ, પ્રકૃતિ તમારી;
તેથી ગુણ ભેદ રૂપ, સૃષ્ટી વિસ્તારી. કાંઇ નહીં. ૨
પૃથિવ્યાદિ ભૂતતણી વિકૃતિ અનંતા;
દ્રવ્યાદિક સકલ માહારૂં હું મંતા. કાંઇ નહીં. ૩
ઉભય દેહ ભૌતિક છે માહારૂં નહી એકે;
તેવડે સંબંધી ગણું સત્ય નહી વિવેકે. કાંઈ નહીં. ૪
વિશ્વ વિષે વ્યાપક ચિદરૂપ છે તમારૂં;
સ્થાવર જંગમમાં કોઇ તેથી નહિ માહારૂં. કાંઈ નહીં. ૫
માહારૂં તો અજ્ઞાન એક, તેથી હું માહારૂં;
દેહાદિકમાંહિ હું તું, નાહક નઠારૂં. કાંઇ નહીં. ૬

નાથ કૃપાસિંધુ વિષે તેં સકલ ગમાવ્યું;
ભેદ રહિત ચૈતન ઘન હૃદયમાં જમાવ્યું. કાંઇ નહીં. ૭
અનંત અભેદ એક તમને નિત્ય ગાઉં;
મનોહર ભુલેથી ભેદ ઢુંકડો ન જાઉં. કાંઇ નહીં. ૮

## પદ ૧૨.

સ્વસ્વરૂપ જાણ્યાવણ શીદ સ્વામી ખોલે. ટેક.
છીપે નહિં તરસ કદિ પગે નીર ડોલે. સ્વસ્વરૂપ. ૧
ત્રણ અવસ્થાથી પર પ્રકાશ કલા સોલે;
ચૈતન્ય કહે વેદ તેહેને જડમાં ઝોલે. સ્વસ્વરૂપ. ૨
અરૂપી તું રૂપી નાથ નિત્ય ઊઠી ખોલે;
અસુત પરસુતાના જેમ માંગા બહુ ઝોલે. સ્વસ્વરૂપ. ૩
પરમાણુ રૂપ જીવને કહી તું માને;
તેહેને તો દેહ જેવું નથી શુણ્યું કાને. સ્વસ્વરૂપ. ૪
દેહ સમ ચૈતન્ય કહીયે તો નાહાનું મોહોટું;
દેહ થયે વધે ઘટે અંતે થાય ખોટું. સ્વસ્વરૂપ. ૫
તે માટે ચૈતન્ય વ્યાપક પ્રમાણ;
ઉપાધીને દુર કરી એમ જોયે જાણ. સ્વસ્વરૂપ. ૬
બુદ્ધીથી પર સ્વસ્વરૂપ કૃષ્ણજી બતાવે;
ઉલટું જડમાહે જોયી શીશ કાં પકાવે. સ્વસ્વરૂપ. ૭
શુદ્ધ સ્વામી વ્યાપક છે સેવક સોપાધી;
તે તજ્યાવિના ન મટે અંતરાય વ્યાધિ. સ્વસ્વરૂપ. ૮
સ્વસ્વરૂપ શોધ્યા વણ કોટિ કર્મ શુદ્ધિ;
સ્વામિ ન સચ્ચિદાનંદ બ્રહ્મ પામે બુદ્ધિ. સ્વસ્વરૂપ. ૯

## પદ ૧૩.

પ્રેમથી ભજી લે આજ ચિદઘન સુખકારી. ટેક.
કાલ કોણુ કળી શકે ઘડી પલ પીચારિ. પ્રેમથી. ૧
સ્વર્ગાદિક ભોગ તણી કામના વિસારી;
જડ વૃત્તિ દુર કીજે મનમાંથી મારી. પ્રેમથી. ૨
વિશ્વ વિષે વ્યાપક છે સાક્ષીપણું ધારી;
જેહેની ચિદશક્તિયે છે, જાણુ મતિ તાહારી. પ્રેમથી. ૩
તે હરિ નિર્લેપ સદા, શુદ્ધ નિર્વિકારી;
બુદ્ધિપર વિરાજમાન, નિશ્ચે લે ધારી. પ્રેમથી. ૪
ચૈતન્યમય વૃત્તિ એક અખંડ સમારી;
પામ્ય તું સચ્ચિદાનંદ બ્રહ્મ ભય નિવારી. પ્રેમથી. ૫

## પદ ૧૪.

એક તું અભેદ સમઝ ચિદઘન શુભકારી. ટેક.
વ્યાપક નિર્લેપ જગ પ્રકાશક અઘહારી. એક તું. ૧
જાગ્રતમાં જે ગણે છે, સ્થૂલ વસ્તુ પ્યારી;
સ્વપ્ન વિષે તેજ જાણે, સૂક્ષ્મ વસ્તુ સારી. એક તું. ૨
સુષુપ્તિમાં તેજ વસ્તુ સર્વને વિસારી;
અજ્ઞ થકો ભોગવે આનંદ ભોગ ભારી. એક તું. ૩
ત્રીતનથી ભિન્ન સતે, ભાસે સંસારી;
જાંહાં જોવે તાંહાં તેવો, દીસે અહંકારી. એક તું. ૪
જાગ્રતાદિ જાય આવે, જડ ભાસે ન્યારી;
ચૈતન્ય અવિચલ પ્રકાશ, જોને નિરધારી. એક તું. ૫

જ્ઞાત નહિ અન્ય માટે, ભેદ મતિ વારી;
શેષ તું સચ્ચિદાનંદ, બ્રહ્મ રહે ધારી. એક તું. ૬

## પદ ૧૫—રાગ ધોળ.

પરથમ વરણાશ્રમ ધર્મ પાલતા,
કીધાં જપ વ્રત દાન અનેક; જીત્યું મન તેહનું. ૧
તેથી હરિ ભક્તિ ઉર ઊપની, જાણ્યા સાચા સ્વામી એક. જી. ૨
તેણે તીવ્ર વૈરાગ પ્રગટ થયો, ગઇ ભોગ વાસના દૂર. જી. ૩
જડચૈતન્ય શુદ્ધ વિવેકથી, જાણ્યા જુજવા જયમ તમ સૂર. જી. ૪
દશ ઇંદ્રિયો જેણે વશ કરી, જીત્યા મન બુદ્ધિ ચિત અહંકાર. ૫
ઉપરતી પામ્યું મન સર્વદા, ન કરે કાંઈ વિષય વિચાર. જી. ૬
સુખથી ઉછરંગ ન મન ધરે, ભય દુઃખથી ન પામે લગાર. જી. ૭
વિશ્વાસ ગુરૂ વેદાંતનો, દ્દઢ કરી ચિત રાખે ઠાર. જી. ૮
નિજ રૂપ જાણવા ચિત રહે, એકાગ્રપણે દિન રાત. જી. ૯
એક મોક્ષની ઇછા મન વિષે, બિજી કાંઇ ગમે નહી વાત. જી. ૧૦
સેવે શ્રીગુરૂ દેવને હેતથી, કરે નિકટ એકાંતે વાસ. જી. ૧૧
કરે શ્રવણ મનન વેદાંતનું, નિશીવાસર એજ અભ્યાસ. જી. ૧૨
મહા વાક્ય વિચારતાં મુડીચે, રહ્યું ચૈતન્ય સર્વાવાસ. જી. ૧૩
જીવ ઇશ ઉપાધિ પરહરી, નિજ રૂપ લહ્યું ટલ્યો દાસ. જી. ૧૪
પાંચ કોશના પડદા ટાલીયા, પામ્યો જલહલ જ્યોતિ પ્રકાશ. જી. ૧૫
પાંચ ભુતનાં પુતલાં પરહરાં, જાણ્યો સૂત્રાત્મા સુખ રાશ. જી. ૧૬
ધ્યાતા ધ્યાન ધ્યેય વૃત્તિ પરહરી, રહ્યો ધ્યેય નિરંતર આપ. જી. ૧૭
ગુણ ત્રયના દેવની એકતા, જાણ્યો બ્રહ્મ પ્રણવનો જાપ. જી. ૧૮

પુણ્ય પાપના ત્રાજવાં ત્રોડીયાં, મેહેલ્યો વધ ઘટનો વેપાર. જી. ૧૯
કર્મ કાંડનાં કાટલાં પરહરાં, પામ્યો જ્ઞાન અખુટ ભંડાર. જી. ૨૦
ખટ શાસ્ત્રના ખોટા રાજવી, કાહાડયા કરતા કુડા વાદ. જી. ૨૧
થાણું બેઠું વેદાંત ભુપાળનું, ઉઠયો અનહદ નોબત નાદ. જી. ૨૨
હીંડે જ્ઞાન ગગનમાં મલપતો, છુટો મોહ માયાનો પાસ. જી. ૨૩
તુરીયા પદમાં વરતે સદા, અજ્ઞાન થઈ ગયું નાશ. જી. ૨૪
સંસાર સમુદ્રને શોષીયો, સુખ સાગર લહેર અપાર. જી. ૨૫
વસે અડસઠ તીરથ અંગમાં, દેવ ઓચરે જય જયકાર. જી. ૨૬
પરાપાર તે વરતે પ્રેમમાં, મુખે બોલે બોલ અમૂલ. જી. ૨૭
અણુસમજુના આલ ગણે નહી, જેમ કરીવર ઉપર ફૂલ. જી. ૨૮
જેહનો કાલ તે કીંકર થઇ રહ્યો, મૃગ તૃષ્ણા જલ લોક. જી. ૨૯
તેહેને ચરણે તે શીશ નમાવતાં, ટલે ત્રિવિધ તાપ ઉર શોક. જી. ૩૦
દાસી આશા પિશાચી થઈ રહી, કામ ક્રોધ તે કેદી લોક. જી. ૩૧
ભાસે બ્રહ્મ કલોલ તે સર્વદા, ચાર ખાણ ને ચૌદ લોક. જી. ૩૨
દુઃખરૂપ તે સુખ સાગર થયું, થયો દ્વૈતવૃત્તિનો નાશ. જી. ૩૩
રવિમાં જ્યમ તમ ભાસે નહીં, ભાસે સઘળે તે પૂર્ણપ્રકાશ. જી. ૩૪
દીસે દેહવંત જડબુદ્ધીને, પોતે ત્રણ દેહેને પાર. જી. ૩૫
દીસે ખાતાં પિતાં બોલતાં, નિત્યે છે નિરંજન નિરાકાર. જી. ૩૬
જાણે સંત સલોણા તેહને, જેહને હોય છેલો અવતાર. જી. ૩૭
જગ પાવનકર તે અવતર્યા, અન્ય માત ઉદરનો ભાર. જી. ૩૮
તેહને ચૌદલોકમાં વિચરતાં, અંતરાય કોયે નવ થાય, જી. ૩૯
રિધિ સિધિયો દાસિયો થઈ રહી, બ્રહ્માનંદ હૃદેજ સમાય. જી. ૪૦
જાણે એક અખંડિત બ્રહ્મને, નવ દેખે તે માયા ગોલ. જી. ૪૧
સચ્ચિદાનંદ બ્રહ્મ રૂપે સદા, કરે આનંદમોજ કલોલ. જી. ૪૨

## પદ ૧૬.

શ્રીકૃષ્ણ કૃપા કરી ઓચરે, તમે સુણજોરે ચતુર સુજાણ;
અવસર રૂડો આજનો. ૧
નરદેહ તે તરતાનું નાવ છે,
રખે ફરતારે રઝલી ચારે ખાણ. અવસર. ૨
ગુરૂ વચને તે સાધન સિદ્ધ કરો;
અરપો શરણેરે તેહને તન મન પ્રાણ. અવસર. ૩
જાણે આતમા શુદ્ધ વિચારથી;
જાગ્રતમાંરે જે છે સરવનો જાણ. અવસર. ૪
સ્વપ્નામાં પણ તે જાગતો;
સુષુપતીનોરે જે છે સાક્ષી પ્રમાણ. અવસર. ૫
નહી ત્રણ અવસ્થા તેહને;
તુરયાપદરે પોતે પુરૂષ પુરાણ. અવસર. ૬
ચૌદ લોકમાં ખેલે એકલો;
નહીં જગમાંરે બીજો ઈવણ જાણ. અવસર. ૭
નહી લોક તેહેના સ્વરૂપમાં;
જે છે ચિદઘનરે જગનું આધિષ્ઠાન. અવસર. ૮
સચ્ચિદાનંદ જ્યોતિ સ્વરૂપ છે;
જેહેના બોલેરે ચારે વેદ વખાણ. અવસર. ૯
એવા આતમરામને ઓલખે;
એક અનુભવરે જેહેનું સત્ય પ્રમાણ. અવસર. ૧૦
એક મુક્તિનો મારગ એજ છે;
એવું બોલેરે શ્રુતિ શાસ્ત્ર પુરાણ. અવસર. ૧૧
જીવનમુક્ત થઇ જગમાં રમો;

મેહેલો જુઠીરે તમે તાણુમતાણુ, અવસર. ૧૨
ઉત્તમ દેહ ધરી ભૂલે આતમા;
એવા નર છે રે મહા પાપની ખાણુ. અવસર. ૧૩
સચ્ચિદાનંદ બ્રહ્મ ભેટીયા;
તેણે કીધીરે બહુ અખૂટ કમાણુ. અવસર. ૧૪

## પદ ૧૭–ગરબો.

ગરબો ગાઇયે તે નિરગુણ નાથનોરે લોલ;
જે કોઈ શામ છે અકામને સકામનો રે લોલ. ૧
આપે ચૈતન્ય ઘન વ્યાપક અપાર છે રે લોલ,
ચૌદ લોકનો આધાર નિરાધાર છે રે લોલ. ૨
જેહેની શક્તિયો અનંતને અનૂપ છે રે લોલ,
એક ઇચ્છાશક્તિ તે ત્રિગુણ રૂપ છે રે લોલ. ૩
તેથી શિવ વિષ્ણુ વિરંચી પેદા થયા રે લોલ;
રચિ વિશ્વ સકલ માંહે તે વ્યાપી રહ્યા રે લોલ. ૪
ગુણ કામ ભેદ થકી નામ ત્રણ છે રે લોલ;
એક ચૌદલોક વ્યાપક ચૈતન્ય છે રે લોલ. ૫
તેણે ઇચ્છાએ અનંત સૃષ્ટિ આદરી રે લોલ;
બહુ નાટક રમવાને રચના કરી રે લોલ. ૬
દેવ દનુજ મનુજ પશૂ પૂતલાં રે લોલ;
પુણ્ય પાપ તણા સૂત્રવિષે સુતલ્યાં રે લોલ. ૭
પામી દેહ અભિમાન વડે ફૂલીયા રે લોલ;
સૂત્રધાર નાથ હૃદય થકી ભૂલિયા રે લોલ. ૮

કામ ક્રોધ લોભ મોહ જાળમાં પડ્યા રે લોલ;
સહુ નાટક રમવાને ચાળે ચડ્યાં રે લોલ. ૯
કંઈક અષ્ટ પ્હોર ઘરતણા કામમાં રે લોલ;
કેંક રાત દિવસ એશ ને આરામમાં રે લોલ. ૧૦
કેંક ધરે બહુ વેષ મન ભાવતાં રે લોલ;
હીંડે મુરખોને બહુ બીહીવરાવતા રે લોલ. ૧૧
ધરે ધ્યાન થઇ સિદ્ધ રચે ફંદને રે લોલ;
જુઠા ઇશ બને જોઇ મતિમંદને રે લોલ. ૧૨
કરે નિત્ય નવા વેષ પંથ જુજવા રે લોલ;
બહુ મંદિરો બનાવે જડ પૂજવા રે લોલ. ૧૩
વરણુ ભેદ તજી ભ્રષ્ટ કરે સૃષ્ટીને રે લોલ;
દેવ ભૂલવી વધારે વિષય દ્રષ્ટીને રે લોલ. ૧૪
પીતળ પાના ચોડીને રચના કરે રે લોલ;
ધામધૂમ કરી પંથીને રાજી કરે રે લોલ. ૧૫
કેંક રચના જોવાને ફરતા ફરે રે લોલ;
તેને ઇશ માની શીશ નામી કરગરે રે લોલ. ૧૬
કેંક ચોર જાર સૂર સાહુકાર છે રે લોલ;
વેશ નાટકના અનંત અપાર છે રે લોલ. ૧૭
ભૂલી નાથને પાષાણુ હીંડે પૂજતારે લોલ;
શ્રુતિ સ્મૃતિતણી વાત વણુબૂજતા રે લોલ. ૧૮
બાંધી પાપ તણી પોટ ગતી નીચમાં રે લોલ;
થાય કીટને પતંગ વિષ્ટા કિચમાં રે લોલ. ૧૯
કૈંક કરી શુભ કર્મ દેવલોકમાં રે લોલ;
જઈ ભોગવે અનંત સુખ અશોકમાં રે લોલ. ૨૦

કેંક જાણે છે શાસ્ત્ર મરજાદને રે લોલ;
સાચા નાથને ભજેછે મુકી વાદને રે લોલ. ૨૧
એક વ્યાપક ચૈતન્ય સાર વેદનું રે લોલ;
જાણી ધ્યાન ધરે ચૈતન્ય અભેદનું રે લોલ. ૨૨
નીજ રૂપ લહી ઈશ સૃષ્ટીમાં ફરે રે લોલ;
જીવન્મુક્ત મનોહર નવ ભય ધરે રે લોલ. ૨૩

## પદ ૧૮–ગરબી.

સૂણો કૃષ્ણતણી વાણ છે પ્રમાણરે, તાણ પડી મેલીરે;
ભજો ચૈતન અખંડ તજો સર્વ વિષય કામના ઘેલીરે. ૧
શોક દુઃખ થયે સુખેથી આનંદરે, મનમાં ન આણોરે;
રાગ દ્વેષ બ્હીક વેહેમ કામ ક્રોધરે, શત્રુ કરી જાણોરે. ૨
શ્રેષ્ઠ દુષ્ટ શુભાશુભ કરે વેણરે, કોઇને ન કહેજોરે;
સર્વ લોકસું પ્રીતિ નહી વેરરે, સાક્ષી જેવા રેજોરે. ૩
સર્વ ઇંદ્રીયોને કૂર્મ તણી પેરરે, નિજ વશ કીજેરે;
સર્વ વિષયને વિષ રૂપ ગણી, કોઇને ન ક્યાંહી જાવા દીજેરે. ૪
ભુખ દુખ થકી ઇંદ્રિયો મંદ થાયરે, પણ રહે પ્રીતિરે;
બ્રહ્મ લહે ન રહે વિષય તણી પ્રીતરે, તેણે ઇંદ્રિ જીતિરે. ૫
સાધન ટાણે પણ ઇંદ્રિયો બલવંતરે, મન જાયે તાણીરે;
તેહેને જીતિ લહે આતમા તે શૂરરે, અન્ય ભરે પાણીરે. ૬
વિષય સાંભરતા થાય તેને સંગરે, તેથી કામ જાગેરે;
તેથી ક્રોધ તેથી મોહ તેથી બુદ્ધી તણી સમજણ ભાગેરે. ૭
માટે કરે વિષય તજી રાગ દ્વેષરે, નિજ મન જીતેરે;

નિત્યે ધરે બ્રહ્મજ્ઞાન તજી માનરે, પ્રીતી તણી રીતેરે. ૮
સચ્ચિદાનંદ બ્રહ્મ સાક્ષાતરે, જે જન જાણેરે;
તેહેના જાય દુઃખ દોષ થાય મુક્ત રે, આનંદ મોજ માણેરે. ૯

## પદ ૧૯.

ચૌદ લોક તણા વિષય ગણે તુચ્છરે, તે જન વૈરાગીરે;
અતિશયતા અનિત્યતાને નાશ જોઇ જેહેની મતિ જાગીરે. ૧
કામ કિંકર નર તજી વરણ ભેદ એક વરણ થઇ બેસેરે;
ધરે તિલક છાપ માલ કુટે તાલરે, જાંહાં ત્યાંહાં પેસેરે. ૨
સાધુ તે જે અહિંસા ધર્મરે સત્ય નિત્ય પાળેરે;
ચૌદ લોક વિષે ચૈતન ઘન રૂપરે, એકલું નિહાળેરે. ૩
બીજા ફંદીઓની વૃત્તિ પરોવાયરે, માણસોની વાંસેરે;
જેમ તેમ સમજાવી બાંધી તર્તરે, પંથતણે પાશેરે. ૪
દશ ઇંદ્રિયો જીતે તેવી થતી જાણરે, શાસ્ત્ર પરમાણેરે;
ધરે ધ્યાન નિજ રૂપનું અખંડરે, અન્ય નવ જાણેરે. ૫
વિકલ ઇંદ્રિયોને કરી તાલ મેલરે, વખાણ લઈ બેસેરે;
જેમ જેમ રીઝે લોક ફાવે દાવ તેમ તેમ આઘા પેસેરે. ૬
સત્ય બ્રહ્મસૂં અભેદ જેહેને સંગરે, તે જન સતસંગીરે;
અસત જડરૂપ જગત વિષય તણા સદાયે અસંગીરે. ૭
બીજા અજ્ઞને રીઝાવવાના દાવરે નિત્ય નવા ધારેરે;
સતસંગી જૂઠું નામ અસત પુતલાંની સંગત વધારેરે. ૮
વિષ્ણુવ્યાપક જાણે તે જનરે વૈષ્ણવ સાચારે;
કામ કિંકર રસ ગાન તાન મસ્ત રહે ભોગ સંગ રાચારે. ૯

સચ્ચિદાનંદ બ્રહ્મ વિષે મગ્નરે સંત રહે શૂરારે;
અન્ય પડયા કાલ પાશ વિષય મૂઢરે, તડફડે જ્યમ પુરારે. ૧૦

---

## પદ ૨૦.

સેવો કૃષ્ણજીને વ્યાપકરૂપરે, સંત તણી રીતેરે;
જાણે ચેતન ઘન આનંદ બ્રહ્મરે પૂરણ પ્રીતેરે. ૧
સેવક સેવ્ય સેવારૂપીયું નિરમાલ્ય રે, તેહને દૂર કીજેરે;
કામ ક્રોધ રજ લેશ દેવમંદિરમાં રહેવા ન દીજેરે ૨
પૂજા કીજીયે અખંડ ધ્યાનરૂપ જ્ઞાન દીપ અજવાલીરે;
કીજે નાથમાં સમર્પણ જગ સર્વરે, આપોપાને ટાળીરે. ૩
એક ધ્યેય શેષ ચૈતન્ય ઘન અન્ય શેષ રેશ નવ જાણોરે;
કરો અવિચલ વૃત્તિ દિન રેણુ નિજાનંદ મોજ માણોરે. ૪
ગંદી દેહ રૂપ જન અન્ય દેવ જડવસ્તુને ઠરાવેરે;
કાચ કીડીઆં વગેરે જુઠા ઠાઠરે પોકલ બનાવેરે. ૫
એવા મુર્ખોની વાત મનમાંહેરે, પેસવા ન દેજોરે;
સચ્ચિદાનંદ રૂપ કૃષ્ણ જાણી જગતમાં રેહેજોરે. ૬

---

## પદ ૨૧.

અર્જુન સાથે બોલ્યા હરિ એમરે, મિત્ર સૂણો વાણીરે;
હુંછું વ્યાપક અનંત ને અપાર મૂઢ શકે નહી જાણીરે. ૧
આદિ મધ્ય અંત સૃષ્ટીથી નિર્લેપરે શુદ્ધ હું બિરાજુંરે;
બ્રહ્માદિક સર્વ દેવ થકી પૂર્વરે, એક રૂપે છાજુંરે. ૨

સર્વ તણા આદિ મધ્ય અંત રૂપરે એકલો હું જાણું રે;
કોઈ નથી હુંથી ભિન્ન જગમાંહેરે, અણુ ને પરમાણુરે. ૩
હું તો સદાય અસંગ જડ ભૂત થકી શુદ્ધ પણે વરતુંરે;
છઊં અકર્ત્તા સ્વરૂપ નિજ શક્તિ વડે જડને કરૂં ફરતુંરે. ૪
સંત જનને સ્વરૂપ ઉપદેશરે, દુષ્ટ નાશ કરવારે;
ઇછા શક્તિયેં ધરૂં તે નરવેષરે નરમાં વિચરવારે. ૫
તેથી ચોર પામી દાવ મુજ નામ થકી પુતલાં બનાવેરે;
જુઠા ગ્રંથ કરી રચી ફંદ ભોળા લોકને ભુલાવેરે. ૬
અમે માંડ્યું નથી કોઈ ગામરે મંદિર અમારૂંરે;
અમો કેહેતા નથી જે વંશ વારસ ને માને તેહને તારૂંરે. ૭
સર્વ લોકછે સમાન મારે કોઈ નથી પારકું પોતાનુંરે;
સર્વ તણો ઇશ્વરવ્યાપક છઊં એકરે, નથી કહેતો છાનુંરે. ૮
હુંને વ્યાપક સ્વરૂપ જે અનન્યપણે ભજે તે તો મારારે;
સચ્ચિદાનંદ બ્રહ્મ રૂપ જાણુરે, લોકથી તે ન્યારારે. ૯

---

## પદ ૨૨—રાગ કાફી.

સદ્ગુરૂ શાસ્રની વાણીરે, સમજે સાચા પ્રાણી. સદગુરૂ. ટેક.
ઘણા ભણ્યા બમણારે ભરમાયે, મન બાંધે મત તાણી;
અણુસમજુને અવળું ચીંધે જૂઠુ બોલે જાણી જાણીરે. સદ. ૧
મૂરખ લીધી વાત ન મૂકે, મરકટ મૂઠી બંધાણી;
વણ બાંધે બંધાઇ પડયા પછિ, મથે મિથ્યા મતપાણી. સદ. ૨
અસલથકીરે ગુરૂ એજ આપણા તે કેમ મુકીયે જાણી;
એવું જાણી અણઘડને રે પુજે, ન જુવે પામર પ્રાણીરે. સદ. ૩

દામ ચામ રસમાં બન્યોની બુદ્ધી ભરમાણી;
કૃષ્ણવચનને કાન ધરે નહિ વાહાલી તે વિષય કહાણીરે. સદ. ૪
આચારી થઇ અલગારે બેસે વૃત્તિ સદાએ અભડાણી;
સચ્ચિદાનંદ બ્રહ્મ લહ્યા વણ શુદ્ધ કરે નહિ પાણીરે. સદગુરૂ. ૫

## પદ ૨૩–રાગ ખમાચી.

સંતો બાલપણામાં ચેતોજી ચેતોજી ચેતોજી;
તમે ચેતોજી સંતો બાલપણામાં ચેતોજી. ટેક.
ગુરૂ સેવા કરી શ્રતિ સમજાશે તનમાં ત્રેવડ છે તો જી. સંતો. ૧
શાંતપણે હરિને સમ જાણી, કામ હણોને દુઃખ દેતોજી. સંતો. ૨
બ્રહ્મ લહ્યા વણ અન્ય ન તારે, આ ભવજળમાં વેહેતોજી. સંતો. ૩
કાળ ફરે ચોદશ દુનિયામાં, શીશ દલામાં દેતોજી. સંતો. ૪
નર તન પામીને તરી ન શકે તે તો, હીંડે હબકાં દેતોજી. સંતો. ૫
જે પળ જાય તે નાવે પાછી, કોટી ઉપાય કરે તો જી. સંતો. ૬
સચ્ચિદાનંદ બ્રહ્મ ભજ ઝટપટ, જો સારૂ વાંચે તોજી. સંતો. ૭

## પદ ૨૪–ગરબી.

એક છે એક છે એક છે રે, પ્રભુ આદ્ય મધ્ય અંત આપ એક છે. ટેક.
આદ્યઅંત પૃથ્વિના મધ્યે ઘાટ દિસે;
નામ રૂપ માત્ર તે અનેક છે રે. પ્રભુ. ૧
તેમ એક ચૈતન ઘટ ઘટ વ્યાપક;
ભેદ વિના એટલો વિવેક છે રે. પ્રભુ. ૨

ભુમી વિકારી માટે ભિન્ન ભિન્ન થાયે;
ચૈતન અવિકારી છેક છે રે. પ્રભુ. ૩
અવની રૂપી ને ચૈતન અરૂપી;
જેમ વસ્તુ નભમાં હરેક છે રે. પ્રભુ. ૪
દેહોહંમતીથી અનેક જીવોરે;
જાણે છે એજ અવિવેક છે રે. પ્રભુ. ૫
તેથી શુભાશુભ સુખ દુઃખ માને;
કામ ક્રોધ મોહાદી વિશેક છે રે. પ્રભુ. ૬
તે માટે ગુરૂ શરણે રહીને;
સાધન સાધ્યાની જેને ટેક છે રે. પ્રભુ. ૭
તે સચ્ચિદાનંદ બ્રહ્મ લહી જાણે;
ભેદ જેવા ટોળાં ઠામે ભેક છે રે. પ્રભુ. ૮

## પદ ૨૫—ગરબી.

કામની કામની કામની રે, કાયા નરની તો છે મોહોટા કામની ટેક.
જો જડ વૃત્તિ નહીં તજે તો, કીમત છે ફૂટી બદામનીરે. કાયા. ૧
તે માટે સદગુરૂ શરણે રહી, સાધન ચુક્તીને પામનીરે. કાયા. ૨
વૈરાગાદિક સિદ્ધ કરીને, રાખ્ય વૃત્તિ ચિદઘન ધામનીરે. કાયા. ૩
જે સમ વ્યાપક અનંત અગોચર, દુર કરણુ જડ કામનીરે. કાયા. ૪
સચ્ચિદાનંદ બ્રહ્મ મય થઈને, જનમ મરણુ ભય વામનીરે કાયા. ૫

## પદ ૨૬—ગરબી.

આવીયો આવીયો આવીયોરે નર દેહ તારે તરવાનો આવીયો. ટેક.
જાગ્યો તહુ લગે જડનીરે ગડબડ, બાકીનો સુઈને ગમાવીયો રે નર. ૧

છૂટશે આયુષ્ય ક્ષણ ક્ષણ જાતાં, ક્રોડગણું હઇશ કદી લાવીયોરે નર. ૨
લખ ચોરાશીમાં રઝળીશ જો કદી, કાળે અચાનક ચાવીયોરે. નર. ૩
તે માટે તું શરણ જા તેહને, જે ગુરૂ વેદે ફરમાવીયોરે. નર. ૪
સચ્ચિદાનંદ બ્રહ્મ અખંડ ભજીને, છુટીશ માયાથી તો તું ફાવીયોરે. ન. ૫

## પદ ૨૭–ગરબી.

નાથને નાથને નાથને રે, અમે ભજીયે નિરંજન નાથને. ટેક.
જે બંધાયેલ તે કયમ છોડે, બીજાના બાંધલ હાથનેરે. અમે. ૧
મમતા મોહમાં જે ભૂલ્યા ભટકે, શોધે તે કામનાના સાથનેરે. અમે. ૨
રોગ અવિદ્યાનો અમને ન આવે, પીધો છે જ્ઞાનના કવાથનેરે. અમે. ૩
ચૈતન્ય કલ્પતરૂ તજી કયમ ભરીયે, જુઠ જડ બાવલે બાથનેરે. અમે. ૪
સચ્ચિદાનંદ બ્રહ્મ વણ બીજિ, અન્ય ન ગાયે ગાથનેરે. અમે. ૫

## પદ ૨૮.

પ્રભુ તુને પ્રસન્ન તે કેમ થાશે,
તારી ઉલટી ચાલ ન જાય. પ્રભુ. ટેક.
કૃષ્ણ સ્વરૂપ કહે પ્રભુ કેરૂં, તે સુણતો નથી કાને;
જગ ધૂતાનાં વેણ સૂણીને ભટકછ રાને રાને પ્રભુ. ૧
માલ રોગ સંતાનાદિકની, માનતમાં ધન નાખે;
શિકોતર હનુમાનાદિકને ઇશ કહિ મુખ ભાખે. પ્રભુ. ૨
કામ વિવશ પામર વિષયીને, દેવ ગુરૂ કહી માને;
સોમણ સાબૂએ ખર ધોયે અશ્વ ન થાય નિદાને. પ્રભુ. ૩
વૈરાગાદિક સાધન જે ગુરૂ પ્રભુ પામ્યા ને બોલે;
તે ગુરૂ તો તારા મનમાંહે નહિ પામરને તોલે. પ્રભુ. ૪

જે વર અશ્વાદિક જોઇને પ્રભુ કહિ પાયે લાગે;
ત્યાગી સંત મલે સાહામા તો અવળું મુખ કરી ભાગે. પ્રભુ. ૫
કોઈ સૂણે વેદાંત કથા તો, મન માંહેથી ખીજે;
શોભા અન્ન વિષય ચરચાને ગાન તાનથી રીઝે. પ્રભુ. ૬
જગ કારણ પાલક સંહરતા, સાક્ષી સઘળે પોતે;
બાહર ભીતર ઘટ ઘટ વ્યાપક, તેને તું નહી ગોતે. પ્રભુ. ૭
આકાશાદિ ચૌદ લોકમાં અગણિત તન ઉપજાવે;
કલ્પ લગે તે હોયે કેવો કાંઈ ન મનમાં લાવે. પ્રભુ. ૮
કલ્પ લગે બ્રહ્માંડ તણા તન અગણિત પાળી જાણે;
એક પલકમાં સૃષ્ટિ ટાળે તું તેહને નવ જાણે. પ્રભુ. ૯
સર્વે મન બુદ્ધિનો પ્રેરક, અલગ રહ્યા ન જણાયે;
વણ મેહેનત એ સઘલા કામ કરે નવ આવે જાયે. પ્રભુ. ૧૦
નીદ્રામાં આનંદ ભોગ આપી સહુને સંતોકે;
કેવાથી એ કામ બને તે વાત ન મનમાં તોકે. પ્રભુ. ૧૧
સર્વ કાલ જે સરખો જાગે, ઠામ ન એવણ ઠાલો;
તે ઉપર તુંને નહિ પ્રીતિ, નિત્ય મૃતક છે વાહાલો. પ્રભુ. ૧૨
કરતાદિક જે કારજ સઘળાં ઇશતણાં કેહેવાયે;
અલ્પ એકદેશી શું કરશે ભુલે ક્યાં ભરમાયે. પ્રભુ. ૧૩
માયાના ચકડોલ વિષે જે, બહુ બ્રહ્માંડ રમાડે;
તે મેહેલી તું અલ્પ સિદ્ધ પાસે જઈ પાઘ પછાડે. પ્રભુ. ૧૪
બ્રહ્મા, વિષ્ણુ, શિવાદિક સરવે, જેથી થર થર ધ્રૂજે;
તે પ્રભુ મૂકી ઘાસફૂસને ઇશ કહી તું પૂજે. પ્રભુ. ૧૫
એથી ભિન્ન નહિ તું તો પણ, દેહોહં કરિ નાસે;
કર્તા ભોક્તા થઇ ફૂલ્યો, તેથી પડીયો મનને પાસે. પ્રભુ. ૧૬

જે દિન રેણુ જુએ છે સહુને, તેહેને તું નથી જોતો;
ક્ષુદ્ર દેવ મંત્રોની માલા, તાણુછ રોતો રોતો. પ્રભુ. ૧૭
પેદા કર્ત્તા જો કદી કાયા, પશુની કરતો તાહારી;
તો દેવાદિક આડા આવત શું, તું જોને વિચારિ. પ્રભુ. ૧૮
તન જોબન પામી ફૂલ્યો, મનગમતો મારગ ધાર્યો;
આયુષ્ય ખુટે પાછો પશુમાં, રઝલી માર્યો માર્યો. પ્રભુ. ૧૯
જો પ્રભુ પૂર્ણ પ્રકાશક સઘળે ગુરૂ શરણે જઈ ટાણે;
નરતન ચટપટ ચાલ્યું જાયે, પાછું નાવે નાણે. પ્રભુ. ૨૦
જે કર તે કર અરપણ તેહને, જે સચરાચર સ્વામિ;
રાત દિવસ રહે મમતા મુકી, તું તેને શિર નાંમિ. પ્રભુ. ૨૧
વૈરાગાદિક સાધનથી સચ્ચિદાનંદ બ્રહ્મ તપાશી;
જો પામીશ તો છુટીશ તેવણુ રેહે કામ ખવાશી. પ્રભુ. ૨૨

## પદ ૨૯.

જોજો જોજોરે, આ અંધમતિ જંન અપાર; જોજો જોજોરે. ટેક.
સાચ ઝુટ તણો કશો મંન ન વિચાર;
અંધ અંધ જાયે ચાલ્યા, આંધળાની લાર. જોજો. ૧
કૃષ્ણની પ્રમાણ વાણી સૂણે નહી લગાર;
ભાંડ ભાટ વેષધારી તણો એતવાર. જોજો. ૨
અમકાથી છે આબરૂ ને લાજ માહારી સાર;
પ્રભુથી વિમુખ એમ માને ગમાર. જોજો. ૩
વેદ તણા નામ માથે ધરે નિરધાર;
તંત્રને પુરાણ માને સાખી બેસુમાર. જોજો. ૪

શૂદ્ર તણા ગુરૂભાઈ જનોઇનો ભાર;
નાહક ઉપાડે તેહેની લાજ નહીં લગાર. જોજો. ૫
આચારજ રહિત આપા પંથીયા અપાર;
કાખમાં વેદાંત ઘાલી ફરે બારોબાર. જોજો. ૬
કોળીનાળી લાવી માંડે પુતલાંની હાર;
ઇશ માની શીશ નામે મૂઢના સરદાર. જોજો. ૭
ચોર, ઠગ, છીનાલ જાર તણા બહુ દ્વાર;
દેવઘર માની બેસે મુંડિયાની હાર. જોજો. ૮
શોભા વીના દેખે ત્યાંહાંથી તર્ત ભાગે બાહાર;
ઘણી શોભા સાંભળે ત્યાંહાં દોડે લારોલાર. જોજો. ૯
આંખ્યો લાલ કરી બેસે બાહાર ચોળી છાર;
જાત જાણ્યા વિના જઇ સેવે જન હજાર. જોજો. ૧૦
મનમાંથી નામદેવ તીર્થના અપાર;
પેટમાટે પાખંડી ખોસે ઝંડા ઠારોઠાર. જોજો. ૧૧
જૂઠમાં ઠગાયે ભૂલી ઇશ આપનાર;
પથર પૂજારી માને કામના કરનાર. જોજો. ૧૨
ગંગા આવ્યાં ખાડમાં કહે વાટનો જાનાર;
તેહેને માને પણ ન માને વેદનો પોકાર. જોજો. ૧૩
એવાતણના વ્રત કરે ને કુટે બહુ પ્રકાર;
રાંડયાં મોહોટાં જોતાં થાકે તોયે નાવે પાર. જોજો. ૧૪
લીબડામાં મોહો જેવો છે દેવનો આકાર;
એવું સુણી જોવાને બહુ રઝલે નરનાર. જોજો. ૧૫
કૃષ્ણ કહે કર્મ સકામતો અસાર;
તોયે શોભા માનતામાં ખોય ઘરબાર; જોજો. ૧૬

લોકમાં પુજાવા ખમે ભુખ દુઃખ માર.
ગુરૂ ખોલી ઇશ જાણ્યાં તણો નહિ ખ્યાર; જોજો. ૧૭
પત્થર માંડે ઉકરડાને કાહાડવાને બાર;
લોક હનુમાન માને જાણુતા ધરાર. જોજો. ૧૮
ત્યાગી આવે ગામમાં તો ઉતરવા નહિ ઠાર;
ઢોંગીને સામૈયે જાવા હોકારા હોકાર. જોજો. ૧૯
મંત્રે પૂજે ત્યાં ન લાગે પગે ઘરની નાર;
પાલીયો શણગારે ત્યાંહાં ખાયે ધક્કામાર. જોજો. ૨૦
કોરા બાણુ પાસે કોઇ આવે નહી જોનાર;
કાચ મોહોરાં બાંધે આવે લોકના અંબાર. જોજો. ૨૧
જીભે કહે હું સાધુ બ્રાહ્મણુ તપસી યતિસાર;
તેજ માને પણ ન જાણે ચોર સાહુકાર. જોજો. ૨૨
છતે હુતે હાથ ઓડે ભીખારાં અપાર;
દાનપાત્ર જાણી તેહેને આપે ફૂંફામાર. જોજો. ૨૩
પીતલ જે પૂજે તેને પૂજે બહુ પ્રકાર;
સાચો પ્રભુ ચીંધે તેથી કરે મારામાર. જોજો. ૨૪
વિદ્યાવંત તીર્થતણો શફાંનો નહિ ભાર;
પાણી પાહાણા ખોલ્યારે અભણુ ને ભણુનાર. જોજો. ૨૫
ખાડે પેસે બેસે કોઈ પાથરી તરવાર;
ગંજેરૂ ભંગેરૂ તેને માને સિદ્ધ મદાર. જોજો. ૨૬
અમકી પાસે લાલજિ આવ્યા છાપો દીધિ ચાર;
અમકી દોલત દીકરા આપે ઘુણે ખોડીયાર. જોજો. ૨૭
અમકો હુંતો પુનમ ઉપર જાતરા જાનાર;
ડાકોર નાથે કરજ આપ્યું રૂપૈયા સોબાર. જોજો. ૨૮

એવી વાતો સાંભળી તેને માને રેઢીયાર;
સંભારે નહિ વિશ્વતણો પતિ પાળનાર. જોજો. ૨૯
પંથને પાખંડ એમ મૂઢના અપાર;
પ્રભુથી વિમુખ નીચગતિ આપનાર, જોજો. ૩૦
તેથી પાછો ફરી બોલે ગુરૂ તારનાર;
દેહાદિક વિષય તણો તજે અહંકાર. જોજો. ૩૧
ગુરૂ વેદ થકી જાણે સાક્ષીનાથ સાર;
ત્રણ દેહ તજી પોતે પોહોંચે પરાપાર. જોજો. ૩૨
જાણ્યા સૂધી ત્યાગ ભક્તીયુત કરે વિચાર;
પામે તે સચ્ચિદાનંદબ્રહ્મ ભયનિવાર. જોજો. ૩૩

## પદ ૩૦.

જોજોજોજોરે આ અજબ જગ બનાવનાર. જોજોજોજોરે. ટેક.
ઇછા માત્ર માયાથકી પ્રગટે અહંકાર;
તેથી શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ સાર. જોજો. ૧
તેહેનું પંચીકરણ બને ભૂતો થાય તૈયાર;
આકાશાદીક પૃથ્વીસુધિ, પાંચે નિરધાર. જોજો. ૨
ભૂમીથી બહુ ઔષધી ને તેથી તન અપાર;
લખચોરાશી જાતતણા બોલે સુત્રકાર. જોજો. ૩
પાયાવિના ચૌદ લોક અધરધરણહાર;
દેવો પ્રગટ કીધા તે તો ફરે નિરાધાર. જોજો. ૪
ભૂમી જોતાં કાંઇ ન દીસે, ગુણ છે બહુ પ્રકાર;
રસ ગંધાદિક નીપજે, તેહેને જાણતાં નાવે પાર. જોજો. ૫

મીઠા મોળા ખાટા તીખા તુરા કડુ ખાર;
એકેક્કાના ભેદને જાણુતાં, બુદ્ધિ પામે હાર. જોજો. ૬
રક્તશ્વેતાદિક રંગ એકેક્કા જગમાં બેશુમાર;
તેમજ પાણિને તેજાદિકના, ગુણને કો લેહેનાર. જોજો. ૭
પાંચ ભૂતોના દેહો દીસે, મોહોટો ચમત્કાર;
ચામે મઢેલા જુજવા ઘાટનો કોણુ કળી શકનાર. જોજો. ૮
પવન તણા થંભથી ચલાવે કારબાર;
પ્રાણુાપાન વ્યાનોદાન સમાન મદાર. જોજો. ૯
આકાશાદિક ભુતતણો સત્વ ભાગ સાર;
તેથી મન બુદ્ધિ કરે ચિત્તને અહંકાર. જોજો. ૧૦
શ્રોત્ર ત્વચા ચક્ષુને રસના ઘ્રાણુ બહાર;
આકાશાદિક તણિ જ્ઞાનઇંદ્રિ જાણુનાર. જોજો. ૧૧
વાગાદિક પાંચઇંદ્રિ કામ કરનાર;
નભાદિકથી પ્રગટ કરે રજોનો વિચાર. જોજો. ૧૨
સ્થૂલ સૂક્ષ્મ કારણુ છે દેહ ત્રી પ્રકાર;
તેહેના ચૈતન આડાં નાખ્યાં પડદા ભુલવનાર. જોજો. ૧૩
પોતે માહે ને બાહાર બિરાજે, ભિન્ન ન થાયે લગાર;
કોઇ કરી ન શકે એવાં સર્વે કામ કરે દિલદાર. જોજો. ૧૪
વંધ્યાપુત્ર જેવો અસંભવતો પરીવાર;
શબ્દાદિકથી કરે એહવો, બીજા કેહેનો ભાર. જોજો. ૧૫
કરતે સતે નિત્ય અકર્ત્તા, લેપ પામે ન લગાર;
ચૈતન આનંદ રૂપછે વ્યાપક, જેહેનો પાર ન વાર જોજો. ૧૬
પડદામાં માહારૂં માહારૂં માની, જે કરે વ્યવહાર,
કર્મ તણે અધિનગણિ તેહને ફેરવે આપ મુઝાર. જોજો. ૧૭

ગુરૂ શરણે રહી ત્રણ્યે પડદા દૂર કરી જાનાર;
પુરૂષને નિજરૂપ જણાવી, ટાલે અંધકાર. જોજો. ૧૮
જે સચ્ચિદાનંદ બ્રહ્મને જાણ્યાતણો રાખે પ્યાર;
તેહેને થઇ ગુરૂ રૂપ જણાવી સાક્ષી કરે ઉદ્ધાર. જોજો. ૧૯

## પદ ૩૧.

જોજો જોજોરે આ સત્ય સમજ્યાનો પ્રકાર. જોજો. ટેક.
અહં અભીમાની કરી મતીને મદાર;
જ્ઞાનેંદ્રીને સંગે સકલ વિષય જાણનાર, જોજો. ૧
તે મન સાથે મલિ કરે, સર્વ કર્મ સાર;
કર્મેંદ્રિદ્વારાયે તેથી, ચાલે વ્યવહાર. જોજો. ૨
માટે યજ્ઞ તીર્થ દાન સેવાદિ ઉપચાર;
કર્મ વિદ્યા સકલ જેહેની ઇંદ્રિયો સરદાર. જોજો. ૩
તે સત્વ રજ તમ ભેદેથી ભિન્ન ત્રી પ્રકાર;
તેમાં સાત્વિકને કરેછે, કૃષ્ણ અંગીકાર. જોજો. ૪
વિદ્યા વધે એવા યજ્ઞદાનાદિક, સેવાદિ આધાર;
ઇશ્વરાર્પણ બુદ્ધિયે કરે સાત્વિકો કરનાર. જોજો. ૫
ઐહિક આમુષ્મિક ફલ શોભા, પોરસ પ્રત્યુપકાર;
માટે કરે તે રજોગુણી કર્તા, દુઃખભાગી નિરધાર. જોજો. ૬
તામસી કામ અંધારા અલસ ને મગરૂરી મુઆર;
તે વિપરીત કરે તે તમો ગુણી, અજ્ઞતા પામે અપાર. જોજો. ૭
વરણાશ્રમનાં કામ જરૂરી, સાત્વિક જાણે ભાર;
સદગુરૂને સદશાસ્ત્રની સંગતતણો ઘણો પ્યાર. જોજો. ૮

રજોગુણી દુ:ખ રૂપ ધંધામાં, માને સુખ અપાર;
તમોગુણીમાં સઘળાં કારજ, અંધારે અંધાર. જોજો. ૯
બિજી છે ઉપાસના વિદ્યા, લિંગ તેહેનું કરનાર;
ધ્યાન જાણ્યાથી તે સિદ્ધ થાયે, માટે સાધવો પ્રત્યાહાર. જો. ૧૦
તે જ થયે પ્રાણાયામાદિક, યોગ કરે નિરધાર;
એ વિદ્યા તો આવડે જો ગુરૂ, સિદ્ધ છે શીખવનાર. જોજો. ૧૧
સાત્વિક સાધે વ્યાપક કાંતો, સાત્વિક મૂર્તિ સાર;
રજોગુણી તો રજોગુણી દેવનું, ધ્યાન હૃદે ધરનાર. જોજો. ૧૨
તમોગુણી છે ભૈરવ ભૂત, પિશાચનો ચિંતવનાર;
ત્રણેના ધ્યાનાદિક માંહે, છે મોહોટો ફેરફાર. જોજો. ૧૩
રજોગુણી ને તમોગુણી બન્ને તે તે લોક મુઝાર;
સાધન ફલ ભોગવે તો પણ, પાછો ઠારનો ઠાર. જોજો. ૧૪
સત્વગુણી શુદ્ધ સત્વને જીતી, પોહોંચે પરાપાર;
બ્રહ્મ લોકે કાં આ જગમાંહે, સઘ પામે ઉદ્ધાર. જોજો. ૧૫
એ વિદ્યા તો સદગુરૂ જાણે, અન્ય ન જાણણહાર;
તે વણ પેટભરાના પાપલા, જગમાં બેશુમાર. જોજો. ૧૬
ત્રિજી વિદ્યા મોક્ષનું કારણ, બંનેમાં નહીં સાર;
પણ તે સાત્વિક લોકજ પામે, અન્યને નહીં અધિકાર.જોજો.૧૭
માટે નરતન પામીને, સાત્વિકવૃત્તિને ન વિસાર;
સચ્ચિદાનંદ બ્રહ્મને માથે, નિશ્ચે ધર્ણી તું ધાર. જોજો. ૧૮

---

## પદ ૩૨—રાગ ગરબી.

જે જન જાગ્યા, ઘોર અવિદ્યા ઘેન તજી જગમાંહે,
નિશ્ચલરૂપ લહ્યું, ભેદ ભાવના મનમાં નાવે ક્યાંહે. ટેક. ૧

તેહને સઘળે આતમરામ સદા, મનમાં ભય પ્રગટ ન થાય કદા;
હરખે નિરખે નિજ રૂપ મુદા. જે જન. ૨
દુખરૂપ તે સુખરૂપ થયું, જડ વૃત્તિ વિલાસ સમાઈ ગયું;
ચૈતન ઘન પૂરણ શેષ રહ્યું. જે જન. ૩
જાગ્રતમાં અલગ રહે કરતે, સ્વપ્નમાં નવ ભૂલે ફરતે;
સુષુપ્તિમાં સાક્ષીપણે વરતે. જે જન. ૪
ત્રય જીવતણા ત્રય ઈશતણા, ષડ ભેદ નિરંતર દૂર ગણ્યા;
એવો ચૈતન રૂપી વેદ ભણ્યા. જે જન. ૫
જડ બુદ્ધિ તે તેહને નવ જાણે, જે મોટા તનયોવન નાણે;
કોઇ વરતે વિરલા એધાણે. જે જન. ૬
તે નરતન ધારી બ્રહ્મ ખરે, જેહેના શરણાગત ભવ સિંધુ તરે;
સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ કરે. જે જન. ૭

---

## પદ ૩૩–રાગ ગરબી.

મોહોટપ મેલો, હું મારૂં એ અજ્ઞપણું દુઃખદાઈ;
માહા વિષ્ણુ તણે, ચરણે અરપો સઘળી કર્મ કમાઈ. ટેક.
મોહોટપથી ભાર વહે જગમાં, મોહોટપથી પેહેલ મરે ઢગમાં;
પાડે શૂરાને દલના પગમાં. મોહોટપ. ૨
અહંકારે રાવણ રાજ ગયું, કૈરવમાં કે'વા કો ન રહ્યું;
નારદનું મરકટ વદન થયું. મોહોટપ. ૩
જેહેને દેહોહં મનમાંહે વસે, ચેતનતા તેથી દૂર ખસે;
શબ વત જીવન જોઇ શાસ્ત્ર હસે. મોહોટપ. ૪
ધન તન પશુ આદિક હરિમાયા, તેહેને માહારૂં માહારૂં કરી ધાયા;
ફરે ચકળવકળ મન ભરમાયા. મોહોટપ. ૫

હિંડે ચાર ખાણુખંડમાં નિત્ય ફરતા, સુખ પામ્યાની ત્રેવડ કરતા;
કરી પાપ અસંખ્ય પેટ ભરતા. મોહોટપ. ૬
તેથી વધતો જાય પંથ ઘણો, માટે પાલવ સાહો સંતતણો;
એક નાથ નિરંજન નામ ભણો. મોહોટપ. ૭
મેલો મમતા હંતા દૂર કરી, ભજો એક નિરંજન નાથ હરિ;
જેથી આવાગમન ન થાય ફરી. મોહોટપ. ૮
સચ્ચિદાનંદ બ્રહ્મ અખંડ ભજો, બીજી કૂડ કલ્પના સર્વ તજો;
તેથી મુક્તતણો શણગાર સજો. મોહોટપ. ૯

## પદ ૩૪–રાગ ગરબી.

ગુરૂ શરણુ રહી, જાણે સ્વાત્માને સર્વાંતર્યામી;
કઇ મુક્ત થયા, ભવબંધનથી જે સ્વરૂપને પામી. ટેક.
જે પૃથ્વીમાંહે વસે છે સદા, જેહેને પૃથ્વી જાણી શકે ન કદા;
જેહેને વશવરતી રહિ ભૂમિ મુદા. ગુરૂ શરણુ. ૧
જલ અનલ અનિલ નભ એ રીતે, વશવર્ત્તિ રહ્યાં પૂરણ પ્રીતે;
ન લહે તેને જે જગ જીતે. ગુરૂ શરણુ. ૨
રવિ શશિ ગ્રહ ગણુછે વશ તેને, બ્રહ્માદિક લહિ ન શકે તેને;
બ્રહ્માંડ વિષે નહિ ગમ કેને. ગુરૂ શરણુ. ૩
યજ્ઞવેદો માંહે નિત્ય રહે, તેને સ્વયં જાણે પણ તે ન લહે;
તેથી ફલ આપે ઉપદેશ કહે. ગુરૂ શરણુ. ૪
ભુમન બુદ્ધિ ઇંદ્રિયો તન સર્વે, નહિ સમરથ એવણુ કો કરવે;
તેને જાણી શકે નહિ નિજ ગર્વે. ગુરૂ શરણુ. ૫
વ્યાપક છે સહુમાં એજ સદા, બીજું ચેતન નથી કદા;
રમે બહુ રૂપે નિર્લેપ મુદા. ગુરૂ શરણુ. ૬

સહુને દેખે બોલે ધારે, કરી સહુના કામ રહી ન્યારે;
કોઇ એહને ન દેખી શકે ક્યારે. ગુરૂ શરણુ. ૭
એ તો ધીથી પર વ્યાપક બાધે, પોહોતાથી સામો નવ લાધે;
કરિ લાંઘણુ કોટિ કલ્પ સાધે. ગુરૂ શરણુ. ૮
દેહાદિકમાંહે હું માની, જુએ ભિન્ન દેવને અજ્ઞાની;
તેથી વ્યાપકની રહે બેભાની. ગુરૂ શરણુ. ૯
દ્રષ્ટા શ્રોતાદિક એ પોતે, બીજો જગમાં એવણુ નહિ જોતે;
જાણી શકશો આપોપું ખોતે. ગુરૂ શરણુ. ૧૦
તનથી પર જ્ઞાનેંદ્રિ ગાજે, તેથી પર મન તેથી પર ધી છાજે;
તેથી અંતર્યામી પર રાજે. ગુરૂ શરણુ. ૧૧
નિયંતાદિ કહીને જગ સારૂ, શ્રુતિયે સ્વરૂપ શુદ્ધ નિરધાર્યું;
માટે ચિદ્ઘન નિર્ધર્મક ચારૂ. ગુરૂ શરણુ. ૧૨
સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ લહી, તુરીંયાપદમાંહે થાઓ સહી;
પછી કાલ કર્મની બીક નહિ. ગુરૂ શરણુ. ૧૩

---

## પદ ૩૫–રાગ ગરબી.

નહિ તન સરખો, તું તો તું હરિ તન સરખો કાં ખોલે;
તેથી લાભ કશો, વણુદીઠે મન કલ્પિત ડાહાપણુ ડોળે. ટેક.
આ તન જડ પ્રગટ પડયું રહે છે, શ્રુતિ લિંગ શરીર ને જડ કહે છે;
જે સ્થૂલ દેહ સઘળા વહે છે. નહિ. ૧
લખ ચોરાશી તનમાંહે ફરે, જાંહાં જેવું તેવું તહાં વિચરે;
તે તો સ્વર્ગમહીં પાતાલ ફરે. નહિ. ૨
તું તો સ્વસ્વરૂપનો અજ્ઞાની, તું તેથી લિંગ દેહનો અભિમાની;
અંખાણો બુદ્ધિ કરી નાહાની. નહિ. ૩

તેથી કર્ત્તા ભોક્તા થૈને ફરે, ગુણુ દોષ પરાયા શીશ ધરે;
હું કોણુ ન વિચાર એવો કરે. નહિ. ૪
વિશ્વાનર હિરણ્યગર્ભ નામી, ત્રીજા ઈશ્વર પ્રલય પાર પામી;
તાહારી ત્રણુ અવસ્થાના સ્વામી. નહિ. ૫
વિશ્વાદિકને તેહેમાં લીન કરી, ત્રણુ ભેદ તજી જો એક હરિ;
તેમાં મગ્ન થઈને રહે ધ્યાન ધરી. નહિ. ૬
એમ કરી ન શકે તો એક ગણી, જગકર્ત્તા પાલક ધાર ધણી;
જગ વ્યાપકનો રહે દાસ બની. નહિ. ૭
કરૂં સર્વ કર્મ અરપણુ તેહેને, જો એમ ભજી શકે નહિ એને;
એમ કહે છે શ્રુતિ છે ખપ જેહેને. નહિ. ૮
કર્ત્તાને ભૂલી તન ધારી, ન ભજતાં ગતિ નીચ થાશે તાહારી;
નરતન અમૂલ જાઈશ હારી. નહિ. ૯
ચેતન થૈ રાખ છ જડ સાંહામી, એવી વૃત્તિ મૂડતાં કાં પામી;
ભજ સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વામી. નહિ. ૧૦

---

## પદ ૩૬—રાગ જંગલો.

કર્મ કરીને તરી ક્યમ રાખનાર અંધા હો. ટેક.
રાત દિસ બહુ પાપ કરીને આપી શકીશ મુઠી જાર.
અંધા હો કર્મ. ૧
સ્નાનાદિક આચાર સકલમાં, બહુ અભિમાનનો છે ભાર.
અંધા હો કર્મ. ૨
વેદ પ્રમાણુ કાંઈ કરી નથી શકતો, ઉલટો બને છે ગુનેગાર.
અંધા હો કર્મ. ૩

નાશવંત ફુલ જડ જાયે ખુટી, પાછો તે ઠારનો ઠાર.
અંધા હો કર્મ. ૪
તજ અભિમાન શરીરાદિકનું, પ્રભુ ચરણે ચિત્ત ધાર.
અંધા હો કર્મ. ૫
તેહેનો થઇ રહે જે છે કરતા, જગતનો પાલન હાર.
અંધા હો કર્મ. ૬
ચાકરને નહિ જોખમ ઘણું, ધણી થયે ગેરૂનો માર.
અંધા હો કર્મ. ૭
સચ્ચિદાનંદ બ્રહ્મ એક વૃત્તિયે, રાત દિવસ તું સંભાર.
અંધા હો કર્મ. ૮

## પદ ૩૭–રાગ પ્રભાતી.

પાછો વળ પાછો વળ કહેતાં, મૂઢ તણાણો જાયરે;
જેમ જેમ જગ જલ ઊંડું આવે, તેમ તેમ અધિક તણાયરે. પાછો. ૧
માયા પર ચિદ્‌ઘન જગ વ્યાપક, નજરે નવ્ય દેખાયરે;
માયિક ઘાટ તેરૂપ તેને લહી, ઘેર ઘેર ધક્કા ખાયરે. પાછો. ૨
જડ ઉપર દ્દઢ મરકટ મુઠી, ગૃહી મત વાદી થાયરે;
ઘણો સંઘ ભેલા લહીં, ભવસાગરમાં બહુ ડોહોળાયરે. પાછો. ૩
સદ્‌ગુરૂને સત શાસ્ત્રને જાણી, નૌકા રૂપ પમાયરે;
તો થૈ સાધનવાન અખંડિત, ચિદ્‌ઘન તીર પમાયરે. પાછો. ૪
પણ વિષયાંધ પણે, તે સાહામું નજરે નવ જોવાયરે;
સચ્ચિદાનંદ બ્રહ્મ સુખ મેહેલી, સ્રી ધન લંપટ થાયરે. પાછો. ૫

## પદ ૩૮–રાગ પ્રભાતી.

કૃષ્ણદાસ તે જન જે સ્વપને, કૃષ્ણવચન નવ લોપેરે. ટેક.
અન્ય વચનને ગ્રહણ કરે તે ઉપર શ્રીવર કોપેરે. કૃષ્ણ. ૧
કૃષ્ણ કહે જે દૈવી સંપત્તિના, જે જન તે માહારારે;
આસુરી સંપત્તિના જે તે તો નહિ મુજને પ્યારારે. કૃષ્ણ. ૨
પર પીડા ન કરે મુખ વાણી, સત્ય પ્રિયે હિત બોલેરે;
અક્રોધી સંન્યાસી શાંતિવાન ન ચાડી ખોલેરે. કૃષ્ણ. ૩
પ્રાણી ઉપર દયા લોલતા, વર્જિત કોમલ પોતેરે;
લજ્જાવાન ન લંપટ પ્રબલ પ્રતાપી દીસે જોતેરે. કૃષ્ણ. ૪
ક્ષમાવાનને ધીર શુચિ, અદ્રોહી નહિ અતિ માનરે;
દૈવી સંપત્તિનાં એ લક્ષણ, સુણીએ તજી અભિમાનરે. કૃષ્ણ. ૫
સતવાદી જડ અસત પૂતલાંને, ઇશ્વર નવ બોલેરે;
તમો ગુણી મૂર્તિને, ઇશ્વર માની ઘેર ઘેર ડોલેરે. કૃષ્ણ. ૬
શાંતપણે હરિને ભજનારા, ક્યમ ટંટાલ વધારેરે;
જુઠ ઠાઠ રચી ઝાઝ ઢોલકાં, પાખંડી નર ધારેરે. કૃષ્ણ. ૭
કૃષ્ણ કહે સચરાચર વ્યાપક, એક રૂપ હું પોતેરે;
તે નવ માને શ્રીરામ નામે, ઘર ઘર મૂર્તિ ગોતેરે. કૃષ્ણ. ૮
કૃષ્ણ કહે મન બુદ્ધિથકી પર, આત્મ સ્વરૂપ નિહાલોરે;
ઉલા કહેજે અમે માનીયે રાધા કાનડ કાલોરે. કૃષ્ણ. ૯
એણી પર એકે વેણ ન માને, જગમાં વૈષ્ણવ થાયરે;
સચ્ચિદાનંદ બ્રહ્મ લહ્યા વણ, ભવોભવ ભટકાયરે. કૃષ્ણ. ૧૦

## પદ ૩૯.

સજ્જન ચેતનનાથ તજીને, પ્રતિમા શાને ધારીરે. ટેક.
એ શું કરશે કામ તમારાં, મનમાં જુવોની વિચારીરે. સજ્જન. ૧
તે નર કહે પ્રતિમાયે પૂર્વે, કાજ ઘણાનાં સાર્યાંરે;
તે વણુ ક્યમ આચાર્ય ગણીને, સેવક થાય અમારારે. સજ્જન. ૨
એક મૂર્તિયે દૂધજ પીધું, એકે આપ્યો હારરે;
એક મૂર્ત્તિના વાગા ફાટા, ફરતાં માંલણુ લારરે. સજ્જન. ૩
એક મૂર્ત્તિયે રીસ ચડાવી, ઠેલ્યો ભોજનનો થાળરે;
એક મૂર્ત્તિ મોહોટી તોલાણી, સોને સધવાલરે. સજ્જન. ૪
ચમત્કાર અગણિત પ્રતિમાના, જગત સુણેછે કાનેરે;
લાખો દૈવી જીવ અમારી, આપેલ મૂર્ત્તિ માનેરે. સજ્જન. ૫
સિદ્ધાંતી કહે આજ અચેતન, મૂર્ત્તિ પ્રગટ જણાયરે;
આગળ પિતળ ખાતું પીતું તે ક્યમ સત્ય મનાયરે. સજ્જન. ૬
ખરૂં હોય તો આજ બતાવો, ખાલી ન ગાલ પુલાવોરે;
દેખી પેખી કાં ભૂલોછો, પરને કાં ભરમાવોરે. સજ્જન. ૭
તે કહે આજ કોઇને એવો, નહિ ભાવ વિશ્વાસરે;
ન કાં આજ મૂર્ત્તિ પણ બોલે, જમે અન્નના ગ્રાસરે. સજ્જન. ૮
સિદ્ધાંતી કહે ભાવ વિના કાં, જૂઠા પંથ ચલાવોરે;
ભોળા જીવોને ભરમાવી, કાં ઠાલા ગુંથાવોરે. સજ્જન. ૯
ધન્ય ધન્ય આચારજ દૈવી, જીવ તમારા કહીયેરે;
જેહેને ભાવ ભક્તિ વિશ્વાસજ, ખરેખરો નહી હઇયેરે. સજ્જન.૧૦
આચારજને ભાવ નહિ ત્યારે, સેવકને હોય શાનેરે;
વણુ સામાને ગામ નોતરે, શું પામે શોભાનેરે. સજ્જન. ૧૧

સમજવાન ભાવે ફલ આપે, કાષ્ટ પૂતલી નારીરે;
ભાવે કીધો પૂત્ર જણીને, વંશ ન શકે વધારીરે. સજ્જન. ૧૨
લાખો માણુસ મૂર્તિ પૂજે; એકેની નવ બોલેરે;
લાખે એક ન બોલે એવો, મારગ મૂરખ બોલેરે. સજ્જન. ૧૩
અમકે મૃતક ગાય દોહી હુતી, એવી સાંભળી વાતરે;
કોઈને મુરદા કરિ એકઠાં, પૂજે દિન ને રાતરે. સજ્જન. ૧૪
કોક સિદ્ધિયે ભીમ ચલાવે, કો પ્રતિમા કો પહાણુરે;
કોક સિદ્ધિ પ્રતિમામાં મૂકે, કોક નચાવે ઝાડરે. સજ્જન. ૧૫
તેથી પ્રતિમાદિક જડ વસ્તુ, ચેતન કદી ન થાયરે;
દુર્ગ દ્વાર દાંતે નવ તૂટે, મુવા પછી ગજરાયરે. સજ્જન. ૧૬
ધ્યાન ધારણા પ્રાણાયામને, આસનનો ઉપદેશરે;
ફક્ત ઢીંગલાં શણગાર્યાથી, વિદ્યા નાવે લેશરે. સજ્જન. ૧૭
સમજ સિદ્ધનિ તેહેની પાસે, તેની સાથે જાયરે;
સાપ ગયે દરડાને વળગે, કહિ ન સાપ ઝલાયરે. સજ્જન. ૧૮
તેમ પ્રતિમાને વળગી પડ્યાથી, સિદ્ધ કળા ન પમાયરે;
એવી અલ્પ સિદ્ધિથી જગદીશ્વર, પણ કેમ થવાયરે. સજ્જન. ૧૯
પેદા કરનારાની સિદ્ધિ, પ્રગટ જગત દેખાયરે;
દેવ દનુજ તિર્યક્ જલચર, અગણિત મૂર્તિ થાયરે. સજ્જન. ૨૦
સૂર્ય પ્રકાશ કરે સૃષ્ટિને, ચંદ્ર સકલને પોખેરે;
મેઘ જગતમાં વરસે અગ્નિ, બાલે વાયુ શોષેરે. સજ્જન. ૨૧
એક કાલમાં અગણિત કામો, કરે દેવાદિક સર્વરે;
તે આગળ નર પ્રતિમાની, ત્રણ સિદ્ધિનો શો ગર્વરે. સજ્જન. ૨૨
સૂર્યાદિકના કાળ વિષે, બહુ નર પ્રતિમા પટલાયરે;
સૂર્યાદિકનો સ્વામી ઈશ્વર, પ્રતિમા કેમ કહેવાયરે. સજ્જન. ૨૩

ચમત્કાર અગણિત દેવાદિક, જેવડીયે દેખાડેરે;
તે વ્યાપક ચિદ્ રૂપ તજીને, પ્રતિમા શીદ રમાડેરે. સજ્જન. ૨૪
અમિત શક્તિ ઈશ્વર ઘટ ઘટમાં, તેહને તો નથી જોતોરે;
પથ્થર ચૈતન કરવાનો ધંધો ક્યાંથી ગોતોરે. સજ્જન. ૨૫
પામી શકે તો પામ હરિને, ઘટમાં પ્રગટ વિરાજેરે;
ગીતામાહે ચાલકહી છે, તેજ જાણુવા કાજેરે. સજ્જન. ૨૬
કૃષ્ણુ વચન ઉપર મેહેનત, કરી શકતો નથી લગારેરે;
પીતલમાંથી પ્રભુ વતાવત, એવા ડાંગ કાં મારેરે. સજ્જન. ૨૭
નિજ મમત્વ તજી ગુરૂ શરણે રહી, ચૈતન સરવાવાસરે;
તે સચ્ચિદાનંદ બ્રહ્મ લહીને, કાપો ભવના પાશરે. સજ્જન. ૨૮

---

## પદ ૪૦.

ચોરઠગોર ન ચાલી શકે ભાઈ, શાહ રાહમાં એક ઘડી. ટેક.
ઉઢા ઢલ મારગ તે ઝાલે, પર ધન ઉપર મરે પડી. ચોરઠગોર. ૧
શૂરા જન ચિદ્ઘન પ્રભુ પામે, પ્રગટ જગતમાં ઢાલ ખડી;
કાયર કામાદિકની ઠેશે, દોડંતા જાય દડી દડી. ચોરઠગોર. ૨
માયાવેનભર્યા શું કરશે, ખાસી ચોકી ખડી ખડી;
પિપીલિકાનો પગ ન ટકે ત્યાંહાં, શું જાશે પગહીણુ ચડી. ચોરઠગોર. ૩
કાચ કીડીંયા જોવા સારૂ, ધક્કા ખાયે ચાર ઘડી;
બ્રહ્માદિક સુખ કરી વેગળું, અંતરમાં કેમ શકે ગડી. ચોરઠગોર. ૪
લોક રીઝવા માંડ માંડતાં, નવરા થાય ન એક ઘડી;
મન બુદ્ધિ પર સ્વામી પાસે, તે શું પોહી શકે પડી. ચોરઠગોર. ૫
ભક્ત સચ્ચિદાનંદ ના બેસે, માયા પાર ચડી;
બીજા વિષય ભૂખ ભડ ભડતા, નાના યોની પડી પડી. ચોરઠગોર. ૬

## પદ ૪૧–રાગ પ્રભાતી.

તે છે નાથ અમારો, જેપર નાથ બીજો કાયરે. ટેક.
જેહેની સત્તાયે જડ સુઝે મૂઢ વિચારી જાઓરે. તે છે. ૧
જે કરતા પાલક સંહરતા, આપ અકર્ત્તા સોઓરે;
સર્વ તણો જે જ્ઞાતા, જેહેને જ્ઞાતા અન્ય ન હોઓરે. તે છે. ૨
નહી સમાન ન સાહક જેહેને, આપે એક ન દોઓરે;
જે અપાર જગમાં પણ વ્યાપક, વારે ન વાયુ ન તોઓરે. તે છે. ૩
ત્રણ ઇષણા ત્યાગ કરીને, પામે દ્વિજવર કોઓરે;
રાજા રાજ તજે જે માટે, તું કાં વેષ વગોઓરે. તે છે. ૪
તન ગોળીમાં પ્રાણ નેતરે, પ્રણવ રવાઇ પરાઇ પરોઓરે;
તો સચ્ચિદાનંદ બ્રહ્મ લહે જો ચંચલ ચિત્ત વલોયેરે. તે છે. ૫

## પદ ૪૨–રાગ કલ્યાણ.

પ્રેમ ભજી લે આજ, ચિદઘન સુખકારી. ટેક.
કાલ કળી કોણ શકે, ઘડી પળ પિયારી. પ્રેમ. ૧
સ્વર્ગાદિક ભોગ તણી કામના વિસારી;
જડ વૃત્તિ દૂર કીજે મન મારી. પ્રેમ. ૨
વિશ્વ વિષે વ્યાપક છે સાક્ષિપણું ધારી;
તેહેની ચિદશક્તિયે છે, જાણ મતિ તાહારી. પ્રેમ. ૩
તે હરિ નિર્લેપ સદા શુદ્ધ નિર્વિકારી;
બુદ્ધિ પર વિરાજમાન નિશ્ચે લે ધારી. પ્રેમ. ૪
ચૈતન વૃત્તિ એક અખંડ સમારી;
પામ તું સચ્ચિદાનંદ બ્રહ્મ ભય નિવારી. પ્રેમ. ૫

### પદ ૪૩—રાગ કલ્યાણ.

એક તું અભેદ સમઝ ચિદઘન શુભકારી. ટેક.
વ્યાપક નિર્લેપ જગ પ્રકાશક અઘહારી. એક. ૧
જાગ્રતમાં જે ગણે છે સ્થૂલ વસ્તુ પ્યારી;
સ્વપ્ન વિષે તેજ જાણે સૂક્ષ્મ વસ્તુ સારી. એક. ૨
સુષુપ્તિમાં તેજ સર્વ વસ્તુને વિસારી;
અજ્ઞથકો ભોગવે આનંદ ભોગ ભારી. એક. ૩
ત્રીતનથી ભિન્ન સતે ભાસે સંસારી,
જહાં જેવો તહાં તેવો દિસે અહંકારી. એક. ૪
જાગ્રતાદિ જાય આવે જડ ભાસે ન્યારી;
ચૈતન અવિચલ પ્રકાશ જોને નિરધારિ. એક. ૫
જ્ઞાતા નહિ અન્ય માટે ભેદ મતિ વારી;
શેષ તું સચ્ચિદાનંદ બ્રહ્મ રહે ધારી. એક. ૬

---

### પદ ૪૪—રાગ પ્રભાત.

નિત્ય પ્રકાશક નાથ નૃસિંહ, માયા નિશા નિવારોરે. ટેક.
અહંકાર રૂપી ઘટ ઘાટો, ચો દશાથી અંધારોરે;
મહા મમતા જલ મોહોટી ધારે, વરસે છે નિરધારોરે. નિત્ય. ૧
સ્વસ્વરૂપનો પંથ ન સુઝે, ફોગટ ફરી ફરી હાર્યોરે;
નિત્યાનંદ નિજ જનને દેવા, અંતર આપ પધારોરે. નિત્ય. ૨
કામ ક્રોધ મદ મછર લૂંટે, આશાએ લલકારોરે;
જ્યમ જ્યમ સુખ સાચવણી કરીયે, ત્યમ ત્યમ કલેશ વધારોરે. નિત્ય. ૩

જલ ધર હર વૈરાગ સ્વરૂપી, વાયુ વેગ વધારોરે;
જ્ઞાન દિવાકરને પ્રગટાવી, તમ ભય સહિત વિદારોરે. નિત્ય. ૪
સત્ય દયાદિક સાહકનું બલ, આપી કારજ સારોરે;
મનોહર મનમથ દૂર કરી ભવ, પલમાં પાર ઉતારોરે. નિત્ય. ૫

---

### પદ ૪૫–રાગ કલ્યાણ.

જે પૃથ્વીમાં વ્યાપી રહી, ઔષધિ આદિક રૂપે થઈ;
અગણિત ઘાટ બનાવે ખરો, તે પ્રભુ મુજને પાવન કરો. ૧
જે જલમાં વ્યાપી મહી ધરે, ભૂભેળો થઈ સૃષ્ટિ કરે;
જલ રૂપે સઘળે પરવર્યો. તે પ્રભુ. ૨
તેજ વિષે વ્યાપ્યો નિરધાર, ભૂ જલનું જે કારણ સાર;
એ રૂપે સહુમાં વિસ્તરો. તે પ્રભુ. ૩
વાયુ વિષે જે વ્યાપક સાર, જેનો નભમાં છે વિસ્તાર;
પ્રાણ રૂપે જગમાં સાંચરો. તે પ્રભુ. ૪
જે રવિમાં રહી કરે પ્રકાશ, ચંદ્ર વિષે વર્ત્તે સુખ રાશ;
જે ગ્રહણમાં સમ રસ ભરો. તે પ્રભુ. ૫
મેઘ વિષે રહી વૃષ્ટી કરે, વિદ્યુત્ રૂપે ચમકે ખરે;
દિગ્પતિમાં દિક્માં પાંશરો. તે પ્રભુ. ૬
દેવ યજ્ઞ વેદોમાં રહી, કર્મતણાં ફલ આપે સહી;
તેથી યજ્ઞ પુરૂષજ ઠરો. તે પ્રભુ. ૭
ચક્ષુ વિષે રહી દેખે રૂપ, શ્રવણ વિષે લેહ શબ્દ અનુપ;
વાચામાં બોલે ફર ફરો. તે પ્રભુ. ૮
સ્પર્શે ત્વચામાં જાણે જેહ, રસનામાં રહી રસ લે તેહ;
મનમાં મન રૂપે આકરો. તે પ્રભુ. ૯

બુદ્ધિ વિષે રહી જાણે સર્વ, અહંકારમાં પોષે ગર્વ;
સર્વ વિષયને સહુથી નરો. તે પ્રભુ. ૧૦
ચૌદ લોકમાં વ્યાપક સદા, કોઈ જગો લેપાય ન કદા;
જેમ આકાશ ન લેપે ધરો. તે પ્રભુ. ૧૧
સચ્ચિદાનંદ બ્રહ્મ અવિનાશ, જે સર્વત્ર અલુપ્ત પ્રકાશ,
તરશ અવિદ્યા નાશક ધરો. તે પ્રભુ. ૧૨

---

## પદ ૪૬—રાગ સામેરી.

પ્રભુને ભજીલેરે પૂરણ પ્રેમશું. ટેક.
જે ચૈતન ઘન રૂપ અપાર,
સરવે કાળે રે સઘળે જાગતોરે;
સાક્ષી શુભાશુભ ફલ દાતાર. પ્રભુને. ૧
જોને તું વિચારી રે જગત કરનારને રે,
જહાં તહાં અંધ કાં માથાં માર;
બોલી ને ચાલી રે જે શકતો નથી રે,
તે કેમ વહે બ્રહ્માંડનો ભાર. પ્રભુને. ૨
પ્રભુની પૂજા તો રે તે નરથી બને રે,
જે જીવ મૃત થઈ રહેનાર;
કોકને સાટે રે પૂજછ કોકને રે,
તું તો અંધેર નગર સરદાર. પ્રભુને. ૩
છે પ્રભુ તુંથીરે તુજને ઢુંકડોરે,
તું છો અવળે મુખ જોનાર;
મુખ નવ દીસે રે ઓડે મુકે આરશી રે,
ફોગટકો સાહામો પોકાર. પ્રભુને. ૪

સદ્ગુરૂ શરણે રે જઈ જાણે તું ખરે રે,
તો મન સંશય રહે ન લગાર;
સમજે સાચો રે કરતાં આવડે રે,
જે સચ્ચિદાનંદ બ્રહ્મ વિચાર. પ્રભુને. ૫

---

### પદ ૪૭–રાગ સામેરી.

આ તન કેનીરે સંગે ચાલિયું રે,
મનમાં તું જોને વિચારીને વીર;
ભૂપત કોટી રે ભોભોલા થયા રે,
અવતારી ન ટકયા કરિ ધાર. આ તન. ૧
ક્ષણભંગુરનીરે પ્રતિમા પૂજતારે,
કેમ પતિ પામીશ તું અશરીર;
અકરણ ખાદે રે, કોહોણાયે કૂપને રે,
તે નવ ભાળે નજરે નીર. આ તન. ૨
જગપતિને જોવા ખોળતા રે,
તું ધૂતારાને કાં ધીર;
શાખ ન પામે રે સેવે આકને રે,
કલ્પલગી ભેલા થઇ કીર. આ તન. ૩
સદગુરૂ કેરી રે સત્ય વાણી સુણીરે,
ત્યજ કામાદિક કુડાં મીર;
ધરો ઘર ગોથાં રે, ખાતો આલશી રે,
ભજને તું ચિદ્ઘન નાથ ગંભીર; આ તન. ૪
જેહને ત્રાસે રે સમ વર્ત્તે સદા રે,
રવિ શશી અનલ યમાદિ સમીર;

તે પતિ સાચો રે સઘળા લોકનો રે,
છે સચ્ચિદાનંદ બ્રહ્મ અતીર. આ તન. ૫

---

### પદ ૪૮–રાગ કલ્યાણ.

તે પ્રભુને તું ભજ નિરધાર. ટેક.
જે સચ્ચિદાનંદ વ્યાપક રૂપ, નિર્ગુણ નિર્મલ અકલ અનૂપ;
માયાયે કરે જગવિસ્તાર. તે પ્રભુ. ૧
ઇચ્છાથી ઈશ્વર કહેવાયે, હિરણ્ય ગર્ભ સંકલ્પો ગાયે;
વિશ્વ રૂપ વિરાટ ધરનાર. તે પ્રભુ ૨
જાગ્રતનો છે સાક્ષિ વિરાટ, હિરણ્ય ગર્ભ લહે સ્વપ્નનો ઘાટ;
સાક્ષી સુષુપ્તિનો ઈશ્વર સાર. તે પ્રભુ. ૩
ત્રણ નામ પણ ચૈતન એક, કામભેદથી ભિન્ન વિવેક;
જગ કર્ત્તા પાલક હરનાર. તે પ્રભુ. ૪
સર્વ દેવમાં આપ પ્રકાશ, સૂર્યાદિક જેથી પામે ત્રાસ;
લેપ ન પામે ક્યાંહિ લગાર. તે પ્રભુ. ૫
કઈક દેવ નર નારી ભજે, પણ કોઈથી કાંઈ નવ નીપજે;
સહુને એ ફલનો દેનાર. તે પ્રભુ. ૬
સર્વ જીવનાં જાણે કર્મ, રક્ષક સંભાળે સ્થલ મર્મ;
જન્મ મરણ દાતા સરદાર. તે પ્રભુ. ૭
મનબુદ્ધિનો પ્રેરક આપ, વળગે નહિ જેને પુણ્ય ને પાપ;
જેવણ અન્ય ન જાણણહાર. તે પ્રભુ. ૮
ઋષિ આદિક સ્વરૂપ જે ધરે, સાંગવેદને પ્રગટજ કરે;
જે મચ્છાદિક લે અવતાર. તે પ્રભુ. ૯

જ્ઞાની જનમાં પ્રગટ જણાયે, નિજ સ્વરૂપને પોતે ગાયે;
અકળ કળા નહીં કો કળનાર. તે પ્રભુ. ૧૦
માયામય બહુ રૂપ જણાયે; આપ અરૂપ ન આવે જાયે;
જાણે તે પહોંચે ભવ પાર. તે પ્રભુ. ૧૧
પ્રગટ અસત જડ થાયે નાશ, મૃગજલસમનો શો વિશ્વાસ;
ચૈતન સત્ય પરા ને પાર. તે પ્રભુ. ૧૨
ગુરૂ શરણે સાધન સિદ્ધ કરી, વચન વેદાંતનાં શ્રવણે ધરી;
રાત દિવસ કર બ્રહ્મવિચાર. તે પ્રભુ. ૧૩
વિશ્વાદિકનું ત્યજ અભિમાન, કર વિરાટ આદિકનું ધ્યાન;
એક કરી જો અનંત અપાર. તે પ્રભુ. ૧૪
સચ્ચિદાનંદ બ્રહ્મ ન જણાયે ભેદથી, માટે અભેદ ઉપાયે કરી;
થઇ રહે ચિદ્દઘન ભંડાર. તે પ્રભુ. ૧૫

---

## પદ ૪૯.

તુંને વારૂં વિરાહે, તું તો અવળે મુખ મ ચાલ. તુંને. ટેક.
કૃષ્ણજી, બે કહે મારગોરે, વેદ તણો એ માલ;
કર્મ ને બીજો જ્ઞાન છેરે, તેમાં મન માને તે ઝાલ. તુંને. ૧
કર્મનો મારગ જો ગ્રહે રે, તો કામનાથી મન વાળ;
દેવ ગુરૂની રુબરુરે, તું રજ તમને ટાળ. તુંને. ૨
જો સકામની લાગશેરે, ઉરમાં તારા ઝાળ;
લખ ચોરાશીની જુતીયોરે, ખાતાં જાશે વાળ. તુંને. ૩
જ્ઞાન વિદ્યાનું જો કામ છેરે, તો વૈરાગ્યાદિ સંભાળ;
સદ્દગુરૂને શરણે રહી રે, ભેદ મતિને બાળ. તુંને. ૪

કેવળ ઐહિક કામનાની તું, મનમાં બાંધીશ માળ;
તો તારૂં મન રેંટીયાની જેમ, ફરતું ભરશે ફાળ. તુંને. ૫
સચ્ચિદાનંદ બ્રહ્મનેરે તું, રાખ માથે રખવાળ;
પાછો વળીને વિચારને રે, તારે વાંસે ફરેછે કાળ. તુંને. ૬

## પદ ૫૦.

અમે બોલીયે વેદ પ્રમાણ, નિશ્ચે જાણ વીરા હે. ટેક.
મેઘની વૃષ્ટિ સમાન છે રે, પણ જાંહાં જે બીનું વાંણ;
તેવા તેવા રોપો નીપજે રે, હોયે ગંદગી ત્યહાં કચકાણ. નિશ્ચે. ૧
ખારમાં ખાર વધે ઘણો રે, ભીંજે નહીં પાષાણ;
ત્યમ સુમતિને આનંદની વૃદ્ધિ, દે ઉપદેશ નિર્વાણ. નિશ્ચે. ૨
કામી ક્રોધી ગંધાઇને ઉઠે, સુણતાં સત્ય વખાણ;
પંથી પાખંડીને દ્વેષ વધે, વાગે આકરા મર્મનાં બાણ. નિશ્ચે. ૩
મૂઢ ન જાણે મર્મમાંરે, જે લાભ કીયો શી હાણ?
એમ બહુ બુદ્ધિ ભેદથીરે, દ્વેષી થાય છે લોક અજાણ. નિશ્ચે. ૪
મેઘને દોષ ન મુલગોરે, ત્યમ બોધ પ્રકાશક ભાણ;
વિશ્વમાં પ્રગટ જણાવીયેરે, જે માને તે પામે નિરવાણ. નિશ્ચે. ૫
જે અતિ વ્યાપકના ભયથી છે, બ્રહ્માદિક પાંસરા બાણ;
તે સચ્ચિદાનંદ બ્રહ્મનેરે, અમે ક્યમ કહીયે પાષાણ. નિશ્ચે. ૬

## પદ ૫૧.

તારૂં ન કામ વિસાર, તુંને વારૂ વીરા હે. ટેક.
ચારે આહાર લહે પામર જીવ અપાર;

પેટ ભરાઈના પાપલારે, પણુ જાણે નર ને નાર. તુંને. ૧
પોતાનો ભૂલી ફરેરે, જગમાં બેશુમાર;
તે જાણ્યાને આપીયોરે, તુને નરતનનો અવતાર. તુંને. ૨
તેજ વિદ્યાને જાણુવા, વેદો મોકલીયા છે ચાર;
સદ્ગુરૂમાં પ્રગટી કરીને, છે પોતે શીખવનાર. તુંને. ૩
એ તાહારૂં છે કામ માટે, તેહને મનમાં તું વિચાર;
વૈરાગાદિક સાધનેરે, તું કામાદિકને માર. તુંને. ૪
સદ્ગુરૂથી બ્રહ્મ સાંભળી તેહને, શાંતપણે ઉર ધાર;
માયિક ફલનો સંગ તજીને, કર સઘળો વ્યવહાર. તુંને. ૫
કાળ સીંચાણો ચોર છે રે, માટે ચોંપથી રાખી પ્યાર;
જો સચ્ચિદાનંદ બ્રહ્મને રે, તો તું સાત પેહડીને તાર. તુંને. ૬

## પદ પર.

પ્રભુ વ્યાપક રૂપ અપાર, નિશ્ચે જાણજે વીરા હે. ટેક.
એ વણુ ધરણીને કોણુ ધરે રે, કો ધરણી કરનાર;
અગણિત જડ આકાશ માંરે, તેનો કોણુ ઉપાડે ભાર. નિશ્ચે. ૧
ચારે ખાણોનાં પૂતળાંરે, ચૌદ લોકમાં એ ઘડનાર;
જૂજવા રંગથી લેખવે રે, નહિ ટાળતાં વાર લગાર. નિશ્ચે. ૨
એ ચૈતન ઘન એકલો રે, છે જડ માયા વિસ્તાર;
જીવોને જાણે જૂજવા રે, તો પામે યમના માર. નિશ્ચે. ૩
તે માટે ગુરૂ સેવીયે રે, જે વ્યાપકનો જોનાર;
તેજતણા ઉપદેશથી, થાશે માહાજનમાં પેશાર. નિશ્ચે. ૪
કામ ક્રોધાદિક ભાગશે રે, કરતાં નિત્ય સત્ય વિચાર;
તે સચ્ચિદાનંદ બ્રહ્મને રે, તું તો પામીશ આપ મુઝાર. નિશ્ચે. ૫

## પદ ૫૩–રાગ જંગલો.

જગતપતિની કળા કોણ કળનાર વીરા હો. ટેક.
સર્વ કરે ને સહુથી અળગો, વળગે નહીં લગાર. વીરાહો. ૧
વ્યાપક ચિદઘન સાક્ષી સકલનો, પ્રેરક શક્તિ અપાર. વીરાહો. ૨
બાહ્યાભ્યંતર કરણ ન જાણે, સહુનો એ જાણણહાર; વીરાહો. ૩
હુંમાનીને સુખ દુઃખ દાતા, કર્મ તણો અનુસાર. વીરાહો. ૪
નિજજન રક્ષાકર બહુરૂપે; રાત દિવસ તૈયાર; વીરાહો. ૫
સચ્ચિદ આનંદ ભવ ભવતારણ, ભૂલે તેજ ગમાર. વીરાહો. ૬

---

## પદ ૫૪.

હરિને ભૂલી થયો જડે જડનો ગુલામ અંધા હો ટેક.
વેલાની પેરે નાક ઘસણીયો,
ફરતો ફરછ ઠામો ઠામ. અંધા હો હરિને. ૧
તુંજ બનાવછ તું શણગારછ,
તુંજ કરે છે ધુમધામ. અંધા હો હરિને. ૨
હરિજનથી અવળ મુખે ભાખછ,
જે પ્રભુ જાણાનું ધામ. અંધા હો હરિને. ૩
પૂજારાને પૂજછ ભૂલછ,
સદ્ગુરૂ જન વિશ્રામ. અંધા હો હરિને. ૪
છતે ધણીયે થયો નીધણીયો,
જડ નહિ આવે કોઇ કામ. અંધા હો હરિને. ૫
સચ્ચિદાનંદ બ્રહ્મ જો, સાચો,
પ્રગટ પ્રતાપી શામ. અંધા હો હરિને. ૬

## પદ ૫૫.

જનમ ધરીને ન જાણ્યો શ્રુતિ સાર અંધાહો. ટેક.
મંત્ર યંત્ર છલ તંત્ર ને જાદુ,
કરતે ગયો અવતાર. અંધા હો જનમ. ૧
નહીં સતસંગ ગમે મન ઢોંગી,
વામી કુટિલ ખળ જાર. અંધા હો જનમ. ૨
આયુષ જાશે અચાનક ખુટી,
ખાઈશ જમ તણા માર. અંધા હો જનમ. ૩
ચેત ચેત સદ્દગુરૂ શરણે જઈ,
ઈશ ભજન ઉર ધાર. અંધા હો જનમ. ૪
સચ્ચિદાનંદ બ્રહ્મ સમ વ્યાપક,
વણ નહિ તારણહાર. અંધા હો જનમ. ૫

## પદ ૫૬—રાગ ખુમાચચી.

ઘણું સારા લાગોછોજી હો જુઠ બકેરે. ટેક.
હરિ ઇચ્છા વણ કરિ ન શકે કોઈ, માનત ફીધે જકેરે. ઘણું. ૧
હરિ દે ને પરને કરગરવું, શાને અવળી લકે;
પાછું દૂષણ હરિને દેવું, મેહેનત કરીને થકેરે. ઘણું. ૨
દગલબાજનો ડોળ જોઇને, લુટાઓ છો શકે;
જગ માયા ચકડોલે ફરતું, જોઇ નથી સકતા તકેરે. ઘણું. ૩
માન્યા યોગને માની ન શકતાં, ત્રાંબા કેરે ટકે;
ફોગટ ધન વાસે ધન ફેકે, મરશો યમને ધકેરે. ઘણું. ૪
સાધન સદ્દગુરૂ શરણ જઇને, જો કરશો મન પકે;
સચ્ચિદાનંદ બ્રહ્મ તો મળશે, નહિતો જાશો નરકેરે. ઘણું. ૫

## પદ ૫૭—રાગ ધોલ.

આવું નરતન ઉત્તમ આવિયું,
વારે વારેરે નાવે જે નિરધાર, અવસર રૂડો આજનો. ૧
જડબુદ્ધિ છે સર્વે જનમાં,
દારા સુતનેરે ન્યાતિ પરિવાર. અવસર. ૨
નહિ મોક્ષનો મારગ તે વિષે,
માટે થાઓરે ઝટપટ તૈયાર. અવસર. ૩
સેવો સદ્‌ગુરુને સત્ શાસ્ત્રને,
સત્યે વરતોરે તેહેનાં વચન મુઝાર. અવસર. ૪
પ્રથમ શુદ્ધ કરે નિજ દેહને,
નવ્ય પામેરે જેથી કલેશ લગાર. અવસર. ૫
જેમ શાહૂ ગણે સહુ લોકમાં,
ત્યમ કરજોરે સઘળો વ્યવહાર. અવસર. ૬
ચોરી જારી લબાડિ ઠગપણું,
એવા દુર્ગુણ રે, તજવા નિરધાર. અવસર. ૭
મદ્યમાંસાદિ વ્યસન ન રાખવું,
પરહરવોરે રજતમનો આહાર. અવસર. ૮
હિંસા મૂકિ દયા મન રાખવી,
કામાદિકનેરે જાણી તજવા અસાર. અવસર. ૯
ગુરૂ દેવની ભક્તિ ન મુકવી,
સેહેવો સઘળેરે પ્રભુ વ્યાપક સાર. અવસર. ૧૦
જે છે કરતા ભરતા વિશ્વનો,
ચેતન ઘનરે જેહેની શક્તિ અપાર. અવસર. ૧૧

સર્વ કાળે તે સઘળે જાગતો,
જગસાક્ષીરે ફળનો દાતાર. અવસર. ૧૨
સ્વામી બ્રહ્માદિક સર્વે દેવનો,
તેહેનો પાળકરે હર સરજનહાર. અવસર. ૧૩
બુદ્ધિ આદિ પ્રકાશક સર્વદા,
જેવડીયેરે કરે સહુ નિજ કાર. અવસર. ૧૪
એવા પ્રભુજીને જાણી પ્રેમશું,
નિત્યે ભજીયેરે કરી મન એક તાર. અવસર. ૧૫
રવિ દેવળ કલ્પિત નાથનું,
ત્યાંહાં નમીયેરે જારે થાય સવાર. અવસર. ૧૬
વાયુ તેજ જલાદિક દેવતા,
જગને છેરે જે મદદ કરનાર. અવસર. ૧૭
તેહેને જાણો તે દેવળ નાથનાં,
માનો ચિદઘનરે પ્રકાશ કરનાર. અવસર. ૧૮
એમ સઘળે તે સાક્ષી નાથનો,
નિજ ગુરૂથીરે સમજો વિસ્તાર. અવસર. ૧૯
નમો જ્યાંહાં ત્યાંહાં નમજો નાથને,
જાણી સઘળે રે એહનો ઝળકાર. અવસર. ૨૦
નિત્યે નામ જપો નિજ નાથનું,
એ છે સઘળેરે સર્વે સુણનાર. અવસર. ૨૧
મનમાં ન ધરો જડ વાસના,
જેથી પામોરે ચિદ ઘન ભંડાર. અવસર. ૨૨
આસન વાળિને બેસો એકાંતમાં,
ચિદઘનનારે થાઓ ચિંતવનાર. અવસર. ૨૩

ખાલી કાળ ગમાવતાં,
જુઠમાં વળી પાછારે કરો ઘટમાં પેસાર. અવસર. ૨૪
નિજ રૂપ બાહેર ખોળિયે,
જેહેનો ઘટમાંરે છે પ્રગટ ચમતકાર. અવસર. ૨૫
તજી ભેદ અભેદમાં ઝીલીયે,
જડને જાણીરે માયાનો પરિવાર. અવસર. ૨૬
આદિ અંતે છે માયા અણછતી,
બાકી ન રહેરે મુઠી એક છાર. અવસર. ૨૭
માટે રાખીયે ચિદઘન એકલો,
મનમાંથીરે કાહાડી કૂડો ગુવાર. અવસર. ૨૮
સચ્ચિદાનંદ બ્રહ્મ ભેટશો,
જો ગળશોરે મન મતિ અહંકાર. અવસર. ૨૯

## પદ ૫૮.

શ્રીકૃષ્ણ હૃદયમાં પ્રગટીયા,
બીજો એવણરે નહિં બોલણહાર;
આનંદ ઓછવ આજનો. ૧
આપે આપ સ્વરૂપને ઓળખ્યું,
શ્રુતિ કહેછેરે જે પરાને પાર. આનંદ. ૨
જેથી શ્રવણ સુણે સ્પર્શે ત્વચા,
દેખે ચક્ષુરે રસના લે સ્વાદ. આનંદ. ૩
ઘ્રાણ ગંધ જાણે કર્મ ઇંદ્રિયો,
કરે કારજરે ઉઠે પ્રાણથી નાદ. આનંદ. ૪

કરે મન સંકલ્પ બુદ્ધિ લહે,
ચિત્ત ધારે રે સ્મૃતિ ભૂ દાતાર. આનંદ. ૫
અહંતા અહંકાર કરે વળી,
મમતાનોરે ઉપાડે ભાર. આનંદ. ૬
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં જાગતો,
તેહેનો સાક્ષીરે ફલનો દાતાર. આનંદ. ૭
દીસે જેવડીયે સહુ જીવતું,
પોતે વ્યાપક રે જગ બાહાર મુઝાર. આનંદ. ૮
રવિ શશી આદિ ગ્રહો સહુ,
જેવડીયેરે કરે દિવસને રાત્ય. આનંદ. ૯
જેથી આકાશાદિક શોભતાં,
પાંચે ભૂતો રે કરે કાજ વિખ્યાત. આનંદ. ૧૦
જેથી રાજે વિરાટાદિક સદા,
ચારે વેદોરે સાક્ષી શિક્ષા શુભ સાર. આનંદ. ૧૧
હુવે તે વણુ કાંઇ દીસે નહીં,
મૃગજલ છેરે જડ ઘાટ અપાર. આનંદ. ૧૨
હું મારૂં ને તું તાહારૂં ગયું,
એક વિલસેરે પોતે આતમારામ. આનંદ. ૧૩
ઉડે શુષ્ક પરણુ સમ પૂતળાં,
નાનાં મોટાંરે સહૂ ઠામો ઠામ. આનંદ. ૧૪
એની ઇછાયે વરતું ખરે,
ભિન્ન સત્તારે માહારી નહિ નામ આનંદ. ૧૫
સચ્ચિદાનંદ બ્રહ્મ કલ્લોલમાં,
ડુબા ડુબારે હવે ચૌદે ધામ. આનંદ. ૧૬

## પદ ૫૯.

સ્થિત પ્રજ્ઞાનાં લક્ષણ સાંભળો,
જે છે સાધનરે બ્રહ્મવિદ્યાનાં સાર;
જતને તે ઝટપટ સાધીયે. ૧
મુખ્ય લક્ષણ મોહોટાં એજ છે,
ગીતામાંરે પ્રભુ કહે નિરધાર. જત. ૨
તજે સર્વ સંકલ્પ કામના,
તુષ્ટિ રાખેરે, ચૈતન મુઝાર. જત. ૩
દુઃખથી ઉદ્વેગ ન મન ધરે,
નહીં લાલચ રે, સુખમાં લગાર. જત. ૪
નહીં રાગ ક્રોધ ભય લોભમાં,
કોઈકિ સાથેરે, બંધારણ મંન. જત. ૫
શુભ પામે આનંદ ન મન ધરે,
બદ પામેરે, નહીં દ્વેષોત્પન્ન. જત. ૬
ઇંદ્રિયોના વિષયથી ઈંદ્રિયો,
પાછી વાળેરે, કછપાંગની જેમ. જત. ૭
હઠે તપથી ભુખે અજ્ઞને,
માટે વિષયોરે, પણ રહે મન પ્રેમ. જત. ૮
જાણે બ્રહ્મને તેહે નામ થકી,
શાંતિ પામે રે, વિષયોના પ્યાર. જત. ૯
સાધન કરતાં પણ વિદ્વાનને,
ક્ષોભક ઇંદ્રિયો રે, ખેંચે મનને લાર. જત. ૧૦
કરી વશ તેને સર્વને,
હું પરાયણ રે, રહે યોગમાં લીન. જત. ૧૧

સર્વે ઈંદ્રિયો જેને વશ થઇ,
તે છે સ્થિરમતિરે, વળી અજ્ઞતાહીન. જત. ૧૨
કરે વિષયનું ચિંતન તે થકી,
આસક્તિ રે, તેથી કામના થાએ. જત. ૧૩
કામ કુંઠિત થૈ ક્રોધને ચઢે,
કૃત્યાકૃત્યનો રે, વિવેક પણ જાયે. જત. ૧૪
ગુરૂ શાસ્ત્ર તણા ઉપદેશની,
સ્મૃતિ કેરોરે, તેથી થાએ નાશ. જત. ૧૫
સ્મૃતિયે સમજણ જાએ બુદ્ધિની,
બુદ્ધિ વોણારે, જીવત છે લાશ. જત. ૧૬
મન વશ ઇંદ્રિયે વશી કૃતમના,
આવશ્યકરે, કરે વિષયનાં કામ. જત. ૧૭
રાગ દ્વેષ વિના છે પ્રસન્નતા,
તેતો પામેરે, ઉરમાં વિશરામ. જત. ૧૮
જાયે દુઃખ સઘળાં મતિ સ્થિર થયે,
ચિત્ત શુદ્ધિયેરે સ્થિતિ બ્રહ્મમાં હોયે. જત. ૧૯
વણ શુદ્ધિયે બ્રાહ્મી મતિ નહીં,
આત્મ ચિન્તનરે, નવ્ય જાજે સોએ. જત. ૨૦
વણુ ધ્યાને તે શાંતિ ક્યાંહાં થકી,
વણુ શાંતિ રે, તેહેને સુખ કેમ થાય. જત. ૨૧
જેની ઇંદ્રિયો વિષય વાંસે ફરે,
તેમાં મન પણ રે, તેને પાછળ ધાએ. જત. ૨૨
તેની આત્મસંબંધી બુદ્ધિ હરે,
વાયે ઉલટુંરે, જેમ વહાણુ તણાય. જત. ૨૩

તેથી સમજણુ નાવે જીવને,
ભવો ભવમાંરે, બહુ ગોથાં ખાયે. જત. ૨૪
માટે સરવ વિષય થકી ઈંદ્રિયો,
જેની જીતલરે, તે સ્થિરમતિ જન. જત. ૨૫
આત્મનિષ્ઠા નિશાવત્ લોકને,
તેમાં જાગૃતરે, છે જીતેંદ્રિય પ્રસન્ન. જત. ૨૬
છે વિષયનિષ્ઠામાં જાગતાં,
લોકો તેહને રે, જ્ઞાની માને છે રાત. જત. ૨૭
જેમ ઉલુક ન દેખે દિવસમાં,
થાયે રજની રે, તેને થાય પ્રભાત. જત. ૨૮
જેમ નદીયો આવી મલે સિંધુમાં
નહિ ઉદધિ નેરે, તેહનો પોરસ લોભ. જત. ૨૯
તેમ વિષય મુનિવર ભોગવે,
પ્રારબ્ધેરે, નહિ કામ ન ક્ષોભ. જત. ૩૦
પામે તે જન શાંતિ કદી,
નવ્ય પામેરે જેને કામનું જોર. જત. ૩૧
તજે જે નિસ્પૃહ સર્વ કામના,
નહિ મમતા રે, તે છે શાંતિનો ઠોર. જત. ૩૨
જે એ બ્રાહ્મી સ્થિતિ પામે ખરે,
અજ્ઞતાથીરે, તે કદી ન મુંઝાય. જત. ૩૩
અંતકાળે આવે જહેને એ સ્થિતિ,
સદ્ય તે પણ રે, બ્રહ્મ માંહે સમાય. જત. ૩૪
તજે સર્વ મનોદ્ભવ વાસના,
એ છે સઘળારે, સાધનનું સાર. જત. ૩૫

ભજતાં સચ્ચિદાનંદ બ્રહ્મને,
એક તારે રે, ઉતરે ભવપાર. જત. ૩૬

---

## પદ ૬૦.

કૃષ્ણ જગદ્ ગુરૂ માનો સાચે મનેરે. વિશવાશી.
તેથી સજ્જન કેહેશે તમને ધન ધનરે. વિશ. ૧
જેણે જન સારૂ જગમાં ધરિયો નર વેશરે. વિશ.
આપ્યો અર્જુનને વિદ્યાનો ઉપદેશરે. વિશ. ૨
જેહેનું જગમાં ગીતા પ્રગટ કહાવે નામરે. વિશ.
જે જાણેથી જન પામે ચિદઘન ધામરે. વિશ. ૩
જુઓ તેહમાં પ્રભુજી આપ કહે નિજ રૂપરે. વિશ.
કાંઈ પ્રકૃતિથી પર વ્યાપક શુદ્ધ અનૂપરે વિશ. ૪
છે તે પ્રકૃતિ, ભૂ અપ તેજ વાત રે. વિશ.
નભ મન બુદ્ધિ અહંકાર ભેદ વિખ્યાતરે. વિશ. ૫
એ આઠ પ્રકાર લહે તેથી પર જેહરે. વિશ.
હરિ પ્રગટ રૂપ પ્રભુજીનું જ્ઞાની તેહરે. વિશ. ૬
જુઓ એ રીતે ભગવાન કહે સિદ્ધાંતરે. વિશ.
કાંઇ જે રીતે કહેછે સર્વ વેદાંત રે વિશ. ૭
તેમાટે જગમાં જ્ઞાની સદ્ગુરૂ આપેરે. વિશ.
ક્યાંઈ તે સેવાથી જાશે સઘળાં પાપરે. વિશ. ૮
માટે સદ્ગુરૂ મનમાં આણી પ્રીતરે. વિશ.
જે કહે સતશાસ્ત્ર કરો તે સઘળી રીતરે. વિશ. ૯
છે પ્રગટ ગુરૂ ભવજલ તરવાનું નાવરે. વિશ.

તરશો જો હોશે તમને પૂરણ ભાવરે. વિશ. ૧૦
ગુરૂદેવતણાં છે વચન વિશેષ કલ્યાણરે. વિશ.
માટે પાળીજે મન કર્મ વચનથી પ્રમાણરે. વિશ. ૧૧
કરો કર્મ ફલોની લાલચ મનથી દૂરરે. વિશ.
કરો બ્રહ્માર્પણ જે હોએ શુભ કામ જરૂરરે. વિશ. ૧૨
તજો પોરસ વાદ અહંતા મમતા કામરે. વિશ.
જાદુ છલ જારી ચોરી ખૂન હરામરે. વિશ. ૧૩
જડ બુદ્ધિ જન વિશ્વાસ ન રાખો લેશરે. વિશ.
તજો જગધૃતા રજ તમગુણીયો વેશરે. વિશ. ૧૪
રાખો મનમાં એક પ્રભુજી પર વિશ્વાસરે. વિશ.
જણ જણના ઘર ઘરના નવ્ય થાઓ દાસરે. વિશ. ૧૫
જાણો જગત કરતા પાળક પ્રભુજી હરનારરે. વિશ.
ઘટ ઘટમાં સાક્ષી વ્યાપક ચૈતન સારરે. વિશ. ૧૬
એવડીયે કામ કરે મન બુદ્ધિ પ્રાણરે. વિશ.
ગ્રહ રાશિ શશી ઘન વાયુ દિશાપતિ ભાણરે. વિશ. ૧૭
નિરાધાર સદા નિરલેપ નિત્ય અવિકારરે. વિશ.
સ્થલાદિ રહિત સદોદિત જગદાધારરે. વિશ. ૧૮
જેને નવ પોંહોચે મન બુદ્ધિ ને વાણરે. વિશ.
જેથી વિમુખ પણે ભટકે જણ ચારે ખાણરે. વિશ. ૧૯
જે જાણે સઘળે સુણે સંભારે સર્વરે. વિશ.
કોઇ સાથે રાગ ન દ્વેષ કપટ નહીં ગર્વરે. વિશ. ૨૦
એતો નિજ માયાથી રચે અનંતા ઘાટરે. વિશ.
જેના રોમ રોમમાં અગણિત છે વૈરાટરે વિશ. ૨૧
પુરૂષોત્તમ એક અજન્મા પુરૂષ પુરાણરે. વિશ.

જેહેનાં માયાથી બહુરૂપે થાય વખાણુરે. વિશ. ૨૨
એતો અમિત શક્તિ જેને કહેતા થાકે વેદરે. વિશ.
ધન્ય ભાગ્ય લહે જે ગુરૂથી એક અભેદરે વિશ. ૨૩
એવા પ્રભુજીને દિન રેણુ ભજો એક તારરે. વિશ.
કરી વૈરાગાદિક સાધનને તૈયારરે. વિશ. ૨૪
તજી ભેદ અભેદમાં એલો આનંદ રૂપરે. વિશ.
કરો ધ્યાન અખંડ સમાધિ સહજ અનૂપરે. વિશ. ૨૫
જાહાંસુધી વૈરાગાદિક સાધન રાશરે વિશ.
પામો ત્યાંહાં સુધી એક ભજો અવિનાશરે. વિશ. ૨૬
નિત્ય ગાઓ સુણો પ્રભુ વ્યાપક કરિ સતસંગરે. વિશ.
મન વચન કર્મથી રાખો એહનો રંગરે. વિશ. ૨૭
પ્રભુ જાણે સહુના મનનો ભાવ અભાવરે. વિશ.
ભાવિકને ભેટાડે સદ્ગુરૂ નાવરે. વિશ. ૨૮
નિત્ય ભક્તો ઉપર છે નિત્ય કરૂણાવાનરે. વિશ.
ટાળી દુર્ગુણ આપે સઘળી રૂડી શાનરે. વિશ. ૨૯
જ્યમ બાલકને હેતે સંભાળે માતરે. વિશ.
ત્યમ પ્રભુજી પાળે નિજ જનને દિન રાતરે. વિશ. ૩૦
જ્યમ નવ પ્રસૂત ધેનુને પ્રેમનું પૂરરે. વિશ.
વત્સ ઉપર ત્યમ સચ્ચિદાનંદ હજૂરરે. વિશ. ૩૧

---

## પદ ૬૧.

એક અખંડિત બ્રહ્મનું મનમાં રાખો ધ્યાન,
જેથી ચૌદ લોકમાં સઘળે પામો માનરે. ૧

કૃષ્ણજી એણીપેરે ઓચરે, વ્યાસ વસિષ્ટ શુકદેવ;
નારદાદિક મુનિવરની, સહુની એકજ ટેવ. ૨
વેદવિદ્યા જે લાવીયા તેપણ એને ગાય,
જે પ્રભુ વ્યાપક વિશ્વમાં, નવ આવે નવ જાય. ૩
જે પ્રભુને ભજવા થકી, નીચ ઊંચ કહેવાય;
ઊંચ ભૂલે અભિમાનમાં, નીચથી નીચા થાય. ૪
જે પ્રભુ પાળે વિશ્વને, સાક્ષી પ્રકાશકરૂપ;
મન ઇંદ્રિમાં રાજ તો, સંગ વિના છે અનૂપ. ૫
પ્રેરે પાળે સર્વને, યોગ્ય કરાવે કામ;
અળગો રહીરે વળગે નહીં, પૂર્ણ પ્રકાશક ધામ. ૬
તનને મનને તાજગી, જે રાખે દિન રેણ;
રૂપ દેખાડે નેણને, વાણીને આપે વેણ. ૭
રવિ પ્રેરક થૈ અને, સાહે કરે છે જેહ;
દિક્‌પતિ પ્રેરી કાનને વેણ સુણાવે તેહ. ૮
વરૂણનો પ્રેરક જે થઈ, રસનાને દે સ્વાદ;
ભૂપ્રેરક થઈ ઘ્રાણને, આપે ગંધ પ્રસાદ.
ટાઢું ઉનું દાખવે, ત્વગને પ્રેરી વાત;
કર્મેંદ્રીના દેવને, પ્રેરક તે વિખ્યાત. ૧૦
ચંદ્રાદિકને પ્રેરણા હૃદય કત્તકે કાજ;
કરિને ચલાવે એકલો, ચૌદ લોકનું રાજ. ૧૧
માયામય બહુ સૂર તો, નવલા નવલા ઘાટ;
ઇછા માત્ર રમાડતાં, લેશ નહીં ઉચ્ચાટ. ૧૨
અકળ કળા જાણી શકે, કો નહીં એનો કળનાર;
બ્રહ્મા વિષ્ણુ શિવાદિકને, નવ લાધે એનો પાર. ૧૩

ચેતન રૂપ ભરી રહ્યો, જગમાં બાહાર મુઝાર;
નજરે તો આવે નહિ, નભથી સૂક્ષ્મ અપાર. ૧૪
જ્યાં સુધી લહે દેવને, પૃથ્વી કેરો વિકાર;
ત્યાં સુધી તેને નાથજી, ન કરે અંગીકાર. ૧૫
માટે સદ્ગુરૂ સેવીયે, શરણુ જઈ તત્કાળ;
કૃષ્ણ વચન ઉર ધારીયે, કહે જ્યમ ગુરૂજી કૃપાળ. ૧૬
જ્ઞાની ગુરૂજન ઓચરે, સત્ય વચન નિરધાર;
વ્યાપક ચિદઘન નાથનું, ભજન બતાવે સાર. ૧૭
દુષ્ટ ગુણો દૂરી કરે, શુભ ગુણ શીખવનાર;
પામરતાને પાલટી, આપે વસ્તુ અપાર. ૧૮
માટે સદ્ગુરૂ શીખવે, તેજ કૃષ્ણનો ભાવ;
તે પરમાણે ચાલતાં, ગીતા ભવજલ નાવ. ૧૯
ગુરૂ ઉપદેશને પાળીયે, મ્હોટી સેવા એહ;
જેથી પાતક પાગરે આવે અનુભવનો છેહ. ૨૦
પિંડ પૂજાવે આપનો, ચિંધે પીતળ પાહાણ;
એવા ગુરૂ શિષ્યને મળે, મહા નરકની ખાણ. ૨૧
ગુરૂ વચનેથી સાધીયે, સાધન પ્રથમ વૈરાગ;
બીજું નામ વિવેક તે, જડ ચૈતનનો ભાગ. ૨૨
શમ અંતરની શાંતિ, દમ ઇંદ્રિય જય હોય;
ઉપરતિ વિષયો ઉપરે, મન નવ જાએ સોએ. ૨૩
સુખ દુઃખ સહન તિતિક્ષા, શ્રદ્ધા ગુરૂ વિશ્વાસ;
સમાધાન મનમાં રહે, નિજ સ્વરૂપની પ્યાસ. ૨૪
મોક્ષની ઇચ્છા મુમુક્ષુતા, એ સાધન શુભ સાર;
ગુરૂ ચિંધે તે આવડે, મોક્ષ તણા દાતાર. ૨૫

માટે ગુરૂસમ કો નહિ, જગમાં બીજો અન્ય;
જે જન ગુરૂ શરણે રહે, તે જનને ધન ધન્ય. ૨૬
જ્યાંસુધી એ આવડે, અંતરંગ સાધન;
ત્યાંસુધી હરિને ભજે, શુદ્ધ કરે નિજ મન. ૨૭
હક નિષ્ટા રાખે ખરી, ગ્રહે ન ચીજ હરામ;
દાન દયા સત સંગતિ, અન્ય ભજન નહીં નામ; ૨૮
ચિત્ત સંતોષ પ્રસન્નતા, વિદ્યાનો અભ્યાસ;
મદ મત્સર રાખે નહીં, ચોરી ન ચાડી ન હાસ. ૨૯
ફેલી ન ફૂલણ આલસૂ દીર્ઘ નહીં નહીં ચોર;
દુર્ગુણથી ડરતો રહે, મનને રાખે ઠોર. ૩૦
મૃત્યુતણો ભય મનમાં, રાખી ન ગાફલ થાય;
દિન દિન પ્રભુને પામવા પ્રેમ વધારે જાય. ૩૧
સહુ સાધનમાં શ્રેષ્ઠ છે, સાચે પ્રેમે ધ્યાન;
કરે સચ્ચિદાનંદ બ્રહ્મનું તો ઝટ થાએ બ્રહ્મજ્ઞાન. ૩૨

## પદ ૬૨.

આવોરે સજ્જન મળી હરિગુણ ગાઇયેરે,
અવિચલ ગંગોદકે ઉર વિશે નાહિયેરે. ૧
સૃષ્ટિકાળે જેહેની ઇચ્છાથકી અહંકારરે,
તેથી નભ વાયુ તેજ જલમાંહી સારરે. ૨
તેથી બહુ ઓષધી ને તેથી તન થાયેરે,
જાજવા ઘાટો કોઇ થકી ન ગણાયરે. ૩
સર્વે પશુ તન ધારી કરેછે સ્વકામરે,

જેહેની જેવી ઘટે તેવી હરિ આપે હામરે. ૪
સ્થાવર વૃક્ષાદિ જીવો બુદ્ધિ વોણા જેહરે,
બોલી ચાલી કારજ ન કરી શકે તેહરે. ૫
બને થકી નર તન પૂરણ છે સારરે,
સર્વે કામો કરવા જેહેને શક્તિ છે તૈયારરે. ૬
કાને સુણે આંખે દેખે જીભે રસ જાણેરે,
નાસિકાયે ગંધ સ્પર્શ ત્વચાયે પ્રમાણેરે. ૭
વાણે બોલે હાથે ગ્રહે પગે ગતિકારરે,
ઉપસ્થે આનંદ કરે ગુદે મળ બાહારરે. ૮
મનથી સંકલ્પ બુદ્ધિયે જાણે વસ્તુ સર્વરે,
ચિંતે તો સંભારે અહંકારે કરે ગર્વરે. ૯
જાગ્રતમાં સ્થૂલ સૂક્ષ્મ સ્વપ્ન વિષે ભોગરે,
સુષુપ્તિમાં આનંદ ભોગ તણો છે સંયોગરે. ૧૦
દુરદેશી જાણે ઘણી સમજી કરે કામરે,
સંભારે ખળીને રાખે ઘણાં જાણે નામરે. ૧૧
સાર્થ વાણી બોલે ઘણી યુક્તિયો પ્રમાણેરે,
ગુરૂ બોધ ગ્રહી શકે સાચું જુઠું જાણેરે. ૧૨
દેવ યક્ષ બ્રહ્મા લોક વિષ્ણુ શિવ સાથેરે,
પ્રભુજીને પામે કદી તેને જો આધારેરે. ૧૩
બહુ વસ્તુ ભેળી કરે સઘળે સંભાળેરે,
એ રીતે જાણે ને કરે સર્વે વ્રત પાળેરે. ૧૪
હાડચામમાંથી એવું નરતન કીધુંરે,
નાથજીએ કૃપા કરી આપણને દીધુંરે. ૧૫
ઘણું સમરથ પણ અચાનક ભાગેરે,

માટે સમજે પણ હરિ ભજનમાં લાગેરે; ૧૬
એવા તનને જો ફોગટમાં ખોહોશેરે,
યમતણા માર વાગે તેતો ઘણું રોશેરે. ૧૭
માટે આપણે અનાચાર તજીયેરે,
વળી મળીને સહુ ચિદઘન ભજીયેરે. ૧૮
તજીયે ચોરીને જારી ખળતા લબાડીરે,
ખુન દગા બાજી ફંદ રિંદગી ને ચાડીરે. ૧૯
રાખીયે સંતોષ દયા ક્ષમા સત્ય ધારીરે,
શમ ને આર્જવ મદ વૃત્તિ ખરી પ્યારીરે. ૨૦
તજીયે ભીખારી પ્રેતો કુમતિનો સંગરે,
રાખીયે ચૈતન ધન ચૈતનનો રંગરે. ૨૧
જે જગતપર રાજે અનંત અપારરે,
અધો ઊર્ધ્વ મધ્ય સદા શુદ્ધ નિરાધારરે. ૨૨
જે અપાણિપાદ્દા ગ્રહે ગતિ કરનાર રે,
આંખ્યો કાનો વિના દેખે સુણે ઠારો ઠારરે. ૨૩
બુદ્ધિ ચિત્ત વોણો સર્વે જાણે ને સંભારેરે,
અખંડ જ્ઞાન છે તે જેહનું કદી ન વિસારેરે. ૨૪
એહને કોણ જાણી શકે સહુનો એ જાણરે,
નિત્ય જગદાદિ રાજે પુરૂષ પુરાણરે. ૨૫
ભક્તની સહાય કરે આપે લે ઉર ધારીરે,
શુભ ગુણ આપે પ્રભુ કામનાને વારીરે. ૨૬
સન્મુખ કરતાં તે પોતાના કરી થાપેરે,
કોટી કોટી ભવ તણાં પાતકને કાપેરે. ૨૭
કોટિ અપરાધ હરિ ક્ષમા કરી તારેરે,

શરણે આવ્યા જે તેહને કદી ન વિસારેરે. ૨૮
ઉરમાં પ્રકાશ કરે પોતે નિજ રૂપરે,
સદ્ગુરૂ રૂપે આપે બોધ તે અનૂપરે. ૨૯
સાધંતા સાહેતા કરી સદ્ય સિદ્ધિ આપેરે,
સ્વરૂપ પમાડી મૂલ અવિદ્યાને કાપેરે. ૩૦
જગમાં જીવતાં સુધી બહુ સુખ રાશરે,
આપે નાવે રોગ શોક દુઃખ કદી પાશરે. ૩૧
સર્વારંભ સિદ્ધ કરી શુભ ફળ આપેરે,
જડ બુદ્ધિ હાથો જોડે દૂરે તેહને તાપેરે. ૩૨
એવા પ્રભુજીને નવ ભૂલીયે લગારરે,
આનંદ ઉમંગે રહીયે ભજન મુઝારરે. ૩૩
કથા ને વિચાર વાતો પ્રભુજીની કરીયેરે,
કરતાં ભજન કામ કરીને ફરિયેરે. ૩૪
ગાન તાન બાજી કરિયે તેમ હરિ ગુણકેરીરે,
ખાતાં પીતાં તેહને સંભારી ફરિયે ફેરીરે. ૩૫
જેમ ઓળગાએ પ્રપંચ ખાંડીરે,
તેમ ભજીયે સચ્ચિદાનંદ બ્રહ્મ દાહાડીરે. ૩૬

---

## પદ ૬૩.

આવું રૂડું નરતન પામી, ભજીયે ચિદઘન સ્વામીરે;
જુઠામાં ન જીવન ગમાવીયેરે. ૧
ક્ષણ પળ ઘડી દિન રાત્રી થાયે, આયુષ ચાલ્યું જાએરે;
ચેતીને સદ્ગુરૂને શરણે આવીયેરે. ૨

સાચે ભાવે ગુરૂ સેવીને, સુણીયે વચન પ્રમાણુરે;
જગવ્યાપક પ્રભુ અમિત શક્તિ ઉર ધારીયેરે. ૩
સાંજ સવાર બપોરે ભજતાં, કામાદિકને તજતાંરે;
અખંડ આનંદ મનમાં લાવીયેરે. ૪
હરતાં ફરતાં પીતાં ખાતાં મનમાં હરિને ભજતાંરે;
કામ ક્રોધાદિકને દબાવીયેરે. ૫
દુરીજન જડ જડ વાંસે ડોલે, મન ભાવે ત્યમ બોલેરે;
તેહેનો કશો ડર ન ધરાવિયેરે. ૬
ઘટ ઘટ વ્યાપક નાથ ભજતાં જડ બુદ્ધિને તજતાંરે;
પાખંડીયોના પક્ષને હરાવિયેરે. ૭
સચ્ચિદાનંદબ્રહ્મ ભેટી, કાલ તણો ભય મેટીરે;
નરકથી નિજને બચાવીયેરે. ૮

---

## પદ ૬૪.

આવું સુંદર ધામ શરીરનું, જહાં નાથ રાજે સરદાર. ટેક.
વિશ્વતણા સહુદેવતારે, ત્યાંહાં છે સેવા કરનાર. આવું ૧
દિગપતીયો શ્રવણે રહીને શબ્દ પોહોંચાડણહાર,
વાયુ ત્વચામાં રહીને અર્પે સ્પર્શ અનેક પ્રકાર. આવું. ૨
ચક્ષુ વિષે આદિત્ય રહીને દાખવે રૂપ અપાર,
રહી રસનામાં ને રસ પોખે વરૂણ બેશુમાર. આવું. ૩
નાસિકાયે ભૂમિ રહીને ગંધતણી દેનાર;
કર્મેંદ્રિયમાં અગ્નિ આદિક રહી કરે બહુ પ્રકાર. આવું. ૪
ચંદ્ર રહી મનમાંહે ચલાવે સંકલ્પોની ધાર;

બુદ્ધિ વિષે બૃહસ્પતિ રહીને જણાવે સારાસાર. આવું. ૫
ચિત્ત વિષે ક્ષેત્રજ્ઞ રહી સંભરાવે કરે વિચાર;
રૂદ્ર અહંતા પોષક રાજે સ્થાન કરી અહંકાર. આવું. ૬
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિમાં બ્રહ્મા વિષ્ણુ શિવ કરનાર;
સાહેતા દેહોહંતા શુદ્ધિ છે પોતે મંતાર. આવું. ૭
સદ્ગુરૂ શરણે જઈને વિચારે ચિદઘન રૂપ અપાર;
દેહ બુદ્ધિને દૂર કરીને પોહોંચે પરાપાર. આવું. ૮
છે સચ્ચિદાનંદ બ્રહ્મજ વાકી, ભેદ મતિ ન લગાર;
આનંદ રૂપ અભેદમાં ઝીલે નહિ તેહને સંસાર. આવું. ૯

---

## પદ ૬૫.

તમે જય નૃસિંહ જય નૃસિંહ મન ધરો જો. ટેક.
ભવસાગરથી તારક છે જે ખરો જો. તમે જય. ૧
નિજ સેવકની સાહેતા કરે ઘણી જો;
બીજો એવો નહિ જગમાં ધીંગો ધણીજો. તમે જય. ૨
એતો સઘળે દેખે સુણે જાણે સદા જો;
નહીં એથી છાનું જગમાં કદા જો. તમે જય. ૩
ચોદ લોક વિષે રાત્રિ દિવસ જાગતો જો;
એકે કાલ ન વિશ્વમાં એથી અણછતો જો. તમે જય. ૪
જગ કરતા ભરતા હરતા ખરે જો;
નિત્ય મુક્ત અમિત શક્તિ ચાહે તે કરે જો. તમે જય. ૫
સચ્ચિદાનંદ બ્રહ્મ સદા રાજતો જો;
જે છે જ્ઞાનીના ઘટમાંહે પ્રગટ છાજતો જો. તમે જય. ૬

---

## પદ ૬૬.

બોલો જે જે જે નિરંજન નાથની જો. ટેક.
તજો સંગત સહુ કામના સાથની જો. બોલો. ૧
જે કોઈ કામનાની જાલમાં બાંધ્યા બકે જો;
તેતો અન્યને છોડવવાને કેમ શકે જો. બોલો. ૨
પ્રભુ વ્યાપક છે ધરણી આકાશમાં જો;
એતો નાવે કદી કામના પાશમાં જો. બોલો. ૩
રવિ ચંદ્રાદિ ગ્રહ વિશે રાજતો જો;
તેને ફેરવે ને રેહે પોતે અણુછતો જો. બોલો. ૪
ફેરવે જીવોને જુદી જુદી વાટમાં જો;
કોઇ સમજી શકે ન એના ઘાટમાં જો. બોલો. ૫
માયા માત્રથી રમાડે છે ચૌદે ધામને જો;
તેને જાણી ન શકે સેવે કામને જો. બોલો. ૬
એતો નરને છોડાવે માયાપાશથી જો;
જાણે નાથને જે વ્યાપક વિશવાસથી જો. બોલો. ૭
સાચે મને સદ્ગુરૂની સેવા કરે જો;
સચ્ચિદાનંદ બ્રહ્મ તે જાણે ખરે જો. બોલો. ૮

---

## પદ ૬૭.

બોલો જે જે જે જે હરિ જગ ધણી જો;
એતો દૂરકરણ જડ કામની જો. બોલો. ૧
પ્રભુ જાણે છે જનતણા ભાવને જો;
સઘ ભેટાડે તે, સદ્ગુરૂ નાવને જો. બોલો. ૨

જો કોઇ કૃષ્ણ તણી વાણીને અનુસરે જો;
તે ઉપર કૃપા નાથતણી છે, ખરે જો. બોલો. ૩
જે કોઈ આવે, શંકર તણા સાથમાં જો;
આપે જગપતિ મુક્તિ, તેના હાથમાં જો. બોલો. ૪
જે કોઈ શંકરના દાસની, સેવા કરે જો;
તેહેનો વાસ વિષ્ણુતણા ધામમાં, ઠરે જો. બોલો. ૫
સાચા ભાવથી વ્યાપક ચૈતન ભજે જો;
તેહેના ઉપર ન જોર, જમનું રજે જો. બોલો. ૬
એવી અમતણા, નાથજીની રીત છે જો;
જાણી આવે જે શરણ, જેને મન પ્રીત છે જો. બોલો. ૭
પ્રભુ ટાળી શકે પાતક, અનંતને જો;
નિજરૂપ કરી શકે, ક્ષુદ્ર જંતને જો. બોલો. ૮
સચ્ચિદાનંદ સમરથ, ધણી જો;
ચારે વેદ ન કહી શકે, સત્તા તે તણી જો. બોલો. ૯

---

## પદ ૬૮.

સંતો આવો અમારા, દેશમાં જો;
શાને ભટકોછો, ફોગટીયા વેશમાં જો. સંતો. ૧
જ્યાં શોક રોગ મૃત્યુનો, ભય નહીં કદા જો;
બ્રહ્માનંદ સુખ વરતી, રહ્યું સર્વદા જો. સંતો. ૨
કાયા ક્લેશ દોડ ધૂમ ન કરવી પડે જો,
જ્યાં જોઇયે ત્યાં, સ્વામી સન્મુખ જડે જો. સંતો. ૩
આખા વિશ્વમાં વિરાજે, નાથ અમતણો જો,

રક્ષ કરવા નિજ જનની, ચંચલ ઘણો જો. સંતો. ૪
જેની બ્રહ્માદિક દેવતા આશા કરેજો,
કામક્રોધ ચોર દૂરથી, નાઠા ફરેજો. સંતો. ૫
એ છે સદા ચૌદ લોક વિષે જાગતો જો;
જાણ્યાપછી કદી થાય નહીં, અણુછતો જો. સંતો. ૬
મહાવ્રત તપ યજ્ઞ દાન, આદરે જો,
તેથી નાથજી કબૂલ કદી નવ, કરેજો. સંતો. ૭
સત્ય ધ્યાનથી જણાવે, નિજરૂપને જો,
વણુ ધ્યાન ન જણાવે, મોટા ભૂપને જો. સંતો. ૮
એવા દેશમાં આવવાની, આશા કરો જો,
સદ્‌ગુરૂજીને શીશ ચરણે, ધરો જો. સંતો ૯
ગુરૂવચનેથી સાધન, આદરો જો,
એ તો સદ્ય નિજદેશ, પમાડે ખરો જો. સંતો. ૧૦
સચ્ચિદાનંદ બ્રહ્મ ધ્યાને, પામશો જો,
તેથી જન્મ મરણ ભય, વામશો જો. સંતો. ૧૧

---

## પદ ૬૯.

પરમ ગુરૂ પરમેશ્વર સ્વામી, કરતા ભરતા હર બહુનામી;
ચૈતન રૂપ પ્રકાશ નિરંતર, વ્યાપક એક કૃપાકર શંકર. ૧
તમ વડિયે રવિ આદિક મંડલ, તમથી વિધિ હરિ શિવ અખંડલ;
દશ દિગપતિ વસુ તમથી રાજે, તમથી રૂદ્રાદિત્યો છાજે. ૨
ઈંદ્રિય દેવ વિષય રહે તમથી, આજ્ઞા લોપ કરાય ન યમથી;
લોક ચતુર્દશ અલગ રમાડે, નિજજનને નિજરૂપ પમાડે. ૩

ચેતન ભિન્ન ન તમથી લાધે, વિમુખ ભયે નર ભટકે બાધે;
હું મન વચન કરમથી શરણે, આવી નમ્યો પ્રભુ અંતઃકરણે. ૪
પાહિ પાહિ ભવતાપનિવારક, સાત્વિક મતિ દીજે તમહારક;
રાજી હો ત્યમ રાખો જગમાં, મારે તમવણ નહીં કો વગમાં. ૫
નાથ સ્વરૂપ ન ચૂકું ઘડીયે, શ્વાસોશ્વાસ જપું તમવડીયે;
ક્ષુદ્ર સ્વરૂપ થકી મન ફેરો, દ્યો વિશ્વાસ ચિદાનંદ કેરો. ૬
વ્યાપક રાખું મનમાં ધારી, અન્ય ન વાદ કરે મતિ માહારી;
નાથ પ્રતાપ વધારો જનમાં, વાસ સદા આપો સજ્જનમાં. ૭
જડ બુદ્ધિને જેર કરીજે, અભય દાન નિજ જનને દીજે;
પાપમતિ મનમાંથી કાહાડો, કામાદિકને શાંતિ પમાડો. ૮
દૃઢ વૈરાગ વિવેક વધારો, શમદમ ઉપરતિ આપી સધારો;
સહન શક્તિ શ્રદ્ધા પ્રભુ દીજે, સમાધાન સ્વરૂપમાં કીજે. ૯
શુદ્ધ મુમુક્ષુપણું પ્રભુ આપો, મૂલ અવિદ્યા બંધન કાપો;
ઘટમાં નાથસ્વરૂપ નિહાળું, પ્રેમામૃતથી હૃદય પખાળું. ૧૦
જ્યાં જાઉં પ્રભુ તમને દેખું, જડ ઘાટો મનમાંહે ન પેખું;
ચેતન આનંદ ઘનમાં ભમતો, દિન પ્રતિ રાખો સુખમાં રમતો.૧૧
ક્રૂર કટાક્ષ ન સ્વપ્ને ભાળું રિઝ મોઝ દેતાંજ નિહાળું;
સર્વ સૌમ્ય શક્તિથી પેખો, મુજને અંગીકૃત કરી લેખો. ૧૨
ઘટઘટથી ભર પ્રેમ નીહાળો, જે જે વચન કહું તે પાળો;
જ્યાં જ્યાં મુજકને કર્મ કરાવો, ત્યાં ત્યાંથી શુભ લાભ અપાવો. ૧૩
ઉત્તમ ચાલ અહર નિશ આપો, સમજણ દઇને ક્લેશજ કાપો;
જે જે પ્રેરક પ્રેરો અમને, તે તે ઉત્તમ દોષ ન તમને. ૧૪
રાજી જ્યમ જમ આપ ચલાવો, જગપતિ પર નહીં કોનો દાવો;
પણ નિજજન તો કરૂણા માગે, મુશકલ કાંઇ નહીં તે આગે. ૧૫

નાથકૃપાથી આનંદ પામું, ભેદમતિ ભ્રાંતિ સહુ વામું,
સર્વ સિદ્ધિ મુજ આગળ સ્વામિ, રાખો અનુચરવત્ શિર નામી. ૧૬
જય જય અશરણ શરણુ દયાકર, ઈચ્છા માત્ર વિરાટ અભર ભર;
જય જય નિદ્રા રહિત ઉજાગર, અમિત કોટિ શશી ગુણસાગર.૧૭
જયજય જ્ઞાનસ્વરૂપ પ્રકાશી, જય જય અતિવ્યાપક અવિનાશી;
જયજય અનિર્વાચ્ય રહિતોપમ, જયજય નિત્યપ્રકાશ અલગતમ. ૧૮
જય જય પૂર્ણ પ્રકાશ અભયકર, જય હૃત્કમલનિવાસ કુમતિ હર;
જયજય ઈશાધીશ સનાતન, જયજય સચ્ચિદાનંદ બ્રહ્મ સનાતન.૧૯

---

### પદ ૭૦—રાગ સોરઠ.

તમે હઈડામાં વિચારોરે,
પાંજરીયે પ્રભુ કેમ પડેરે તમે. ટેક.
ભૂ જલાદિમાં બાહારે સલંગ બિરાજે,
વળગે નહીં રહે ન્યારોરે. પાંજરી. ૧
આવરણોથી પર જગમાં ભરિયો,
ઘટઘટમાંહે ને બાહારોરે. પાંજરી. ૨
નર દેવાદિ એના વશ વરતી,
રહે કેમ રોકેલો તમારોરે. પાંજરી. ૩
પરવશ જડ તેને નાથજી કેહેવો,
જુઠી ઠગ બાજીનો એ ધારોરે. પાંજરી. ૪
તરવું હોય તો મનમાં દૃઢ કરી રાખો,
સચ્ચિદાનંદ બ્રહ્મ પ્યારોરે. પાંજરી. ૫

---

## પદ ૭૧.

તમે સુંદર મતિને સંભારોરે,
દિવાની કરી કાં મારો. ટેક.
જડે જડ વાસે તેહને બહુ રઝળાવી,
નરતન નહીં એ શાને હારોરે. દિવાની. ૧
જમના ચપેટામાં જો પડશો અચાનક,
તો નહીં પામો કહી આરોરે. દિવાની. ૨
વેદ વચનનો તમે કરીને ભરોસો,
સદ્‌ગુરૂ શિરપર ધારોરે, દિવાની. ૩
સ્થિર મન કરી હરિને જગ વ્યાપક,
લહિ અભિમાન નિવારોરે. દિવાની. ૪
ભેદરહિત સચ્ચિદાનંદ બ્રહ્મને ભેટી,
પોતાને તમે તારોરે. દિવાની. ૫

## પદ ૭૨.

તમે આવો રૂડો અવસર પામીરે,
ભજોને પ્રભુને શિર નામી. ટેક.
તન મન બુદ્ધિનો જે પ્રેરક પાલક,
જગતણો અંતર જામીરે. ભજોને. ૧
તનાદિક પ્રત્યે બહુ જુદી જુદી શક્તિ,
યુક્તિયે લખાવે નહિં કામીરે. ભજોને. ૨

નવ્ય જાણે તેને ન મળે કદાપિ,
જાણે તે રહે છે નિત્ય પામીરે, ભજોને. ૩

સહુને એ દેખે એહને કોઈ નવ દેખે,
ટાળે ભવ તણી બેઆરામીરે. ભજોને. ૪

સેવક તણા તે સર્વે કારજો સધારે,
સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વામીરે. ભજોને. ૫

પ્રથમ ભાગ સમાપ્ત.

# मनहर पद.

## ભાગ ૨ જો.

---

### હિંદુસ્તાની.

#### રાગ જંગલો.

એક નિરંજન સબ જગ સ્વામી સચ્ચિદાનંદ. એક. ટેક.
જાકી શક્તિ પ્રતાપતેં રચત બિરંચી લોક;
બિષ્ણુ પાલત હરત શિવ, આપે સદા અશોક. એક. ૧
સૂર્ય પ્રકાશત સકલકોં, અમૃત પોખત અંન;
મેઘ વૃષ્ટિ બહુ કરતહૈ, સબકો દેત અનંત. એક. ૨
પવન જીવાવત પ્રાનકોં, અગ્નિ પચાવત અંન;
પાન કરાવત જલ અવનિ દેત વિવિધ ભોજન્ન. એક. ૩
જાકિ અબિદ્યા શક્તિમેં, દેવ મનુજ પશુ જાતિ;
આવાગમન કરતે સબે, બિલસતહૈ બહુ ભાતિ. એક. ૪
દેખત બોલત સુનત સબ, સમજ કરત બહુ કામ;
પાવત સબ શુભ અશુભ ફલ, ભટકત હૈ બહુ ધામ. એક. ૫
આપ સદા નિર્લેપ હૈ, સબકો સાક્ષી રૂપ;
સચરાચર વ્યાપક અજર, અમર અનંત અનૂપ. એક. ૬
સો સ્વરૂપ જો સમઝહી, ભેદ રહિત અબિનાશ;
મનહર ખેલત મગ્ન હો, છૂટત માયા પાશ. એક. ૭

---

## પદ ૨.

એક અભેદ લહે સોઈ જોગી પૂરણ કામ. એક. ટેક.
ભેદ ગયે બિન કામના, મિટે નાહિ લવલેશ;
કામ ગયે બિન યોગકો, છૂટત નાહક કલેશ. એક. ૧
ત્યાગ કરે સબ બસ્તુકો, આપે અન્ન ન ખાય;
ભેદ બુદ્ધિ સાધન કરે, પુનિ જગમેં લપટાય. એક. ૨
સહેજાનંદાદિક સકલ, ત્યાગી ભેખ બનાય;
શિખાસૂત્ર બંધન પરે, ભેદ પ્રપંચ લગાય. એક. ૩
મુક્તિ એક અભેદમેં, ભેદ બંધકો મૂલ;
પ્રગટ શ્રુતિ યોં કહતહે, ભેદ તહાં સબ શૂલ. એક. ૪
વ્યાપક એક અખંડ હૈ, અમિત શક્તિ ભગવાન;
મનહર જો સાધક લહે, સો પાવે નિરવાણ. એક. ૫

## પદ ૩.

રે નર દેવ ભિન્ન ક્યોં દેખો ચિદઘન રૂપ રે નર. ટેક.
રૂપ ચક્ષુકો વિષય હૈ, ચૈતન વિષય ન હોય;
શ્રોત લહતહે શબ્દકો, કિન ભરમાયો તોય. રે નર. ૧
સકલ ઇંદ્રિકે વિષયકોં, સઝત હૈ મનબુદ્ધિ;
તાઊપર અનુમાન કરિ, કરત જ્ઞાનકી શુદ્ધિ; રે નર. ૨
તીન કાલમેં ઇંદ્રિ સબ, ચૈતન લહે ન કોય;
બિન જાને અનુમાનકી, જુઠ કલ્પના હોય. રે નર. ૩
કોઈ કલ્પત સો દેવ હૈ, પિંડ કપૂર સમાન;
કોઈ કલ્પત ધૃત મૂર્ત્તિ સમ, ચિદઘન હૈ ભગવાન. રે નર. ૪

હોઈરૂપી દ્રશ્ય ઇહ, ચિદ અદ્રશ્ય અનૂપ;
રૂપારૂપ સમાનતા, કરત પરત અંધ કૂપ. રે નર. ૫
અવનિ આદિ ત્રય મૂર્ત્ત હૈ, વ્યાપિ હૈ પુનિ સોય;
પવન ગગન બિન મૂર્ત્ત સો, વ્યાપક સબમેં હોય. રે નર. ૬
હોઈ મૂર્ત્તામૂર્ત્તકો, ચિદઘન રૂપાધાર;
નભ કારણકોં મૂર્ત્ત લહૈ, બડે અંધ બકવાર. રે નર. ૭
મૂર્ત્તામૂર્ત્ત અસત્ય હૈ, ચૈતન સત્ય અભેદ,
તર્કગમ્ય નહિ બ્રહ્મ હૈ, પ્રગટ પ્રકાશત બેદ. રે નર. ૮
અનુભવગમ્ય સ્વરૂપ ઇહ, છાંડ ભેદ બકવાદ;
મનહર લહત મુમુક્ષુ જન, હરિ ગુરૂ કૃપાપ્રસાદ. રે નર. ૯

---

## પદ ૪.

રે નર ધામ ધામ ક્યા ઢૂંઢે આપ બિચાર. રે. નર. ટેક.
દેહાદિકકે સંગતેં, બાહ્ય વિષયકી આશ;
કરત ભયા તૂં બાવરા, નિશદિન ફિરત ઉદાસ. રે નર. ૧
કબહુક ચાહત સ્વર્ગસુખ, કબહુક દૌલત માલ;
કબહુક સ્ત્રી ઘરબાર સુખ, કબહુક ગાન રસાલ. રે નર. ૨
કબહુક ચાહત રાજકોં, કબહુક ગામ ગરાસ;
કબહુક ચાહત સિદ્ધિ સબ, કબહુક પ્રિય બનબાસ. રે નર. ૩
કબહુક ચાહત દેવકૂં, કબહુક ભૂત પિશાચ;
કબહુક સાધન શાસ્ત્રકૂં, કબહુક રસમય વાચ. રે નર. ૪
એસે અગણિત કલ્પના, કહત ન આવત પાર;
કરત ફિરત ભવસિંધુમેં, કછુ નહિં લહત સુમાર. રે નર. ૫

